શ્રી

મહાદેવ કૃત

# सुबोध रुद्रमाला

---

## માળા ૧-૨

---

સંવત: ૧૯૭૮ મૂલ્ય ચાર આના પ્રત: ૧૦૦૦

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

મનુષ્યની બધી પ્રવૃત્તિ પુરુષાર્થબુદ્ધિથી થાય છે. પરંતુ એ બુદ્ધિ કોઇ વખતે મિથ્યા અને અયોગ્ય હોય છે. તેથી ખરા અને યોગ્ય એવા પુરુષાર્થ કયા છે એ શીખવાની ગરજ છે. ને એ જે શીખવે એનું નામ કેળવણી. એ કેળવણી લેવાનો અને આપવાનો દરેક આદમીએ પ્રયત્ન કરવો જોઇયે. હાલના વખતમાં સરકારી નિશાળોમાં જે કેળવણી અપાય છે તે કેળવણી મનુષ્યના પુરુષાર્થને પ્રાપ્ત કરવાનું સાધન નથી. વળી તે વખત પણ બહુ લે છે. અને તેના વિષયો ઉપયોગમાં તો નહિ જ, પણ વિસ્તારમાં એટલા મોટા છે કે તેથી છોકરાઓના શરીરની અને મનની શક્તિ ક્ષીણ થઇ જાય છે. તેમ જે ઢબની કેળવણી અપાય છે તેથી વ્યવહારને નભાવનાર નીતિ અને આચારનું, અને તેમના મૂળભુત આત્માના અમરપણાનું, પરલોક અને પૂર્વાપર જન્મના સત્વનું; અને એ બધાને આધારભૂત વિધિ અને તત્પ્રતિપાદ્ય પુરુષનું કંઇ પણ યથામાર્ગ જ્ઞાન થવાને બદલે એ વાતોને એક બાજુએ જ મૂકવાની વા હસી કાઢવાની વા તુચ્છ ગણવાની અથવા છેવટે કુતર્કથી વિપરીત કરવાની બુદ્ધિ આવે છે. બાંધેલાં

ધોરણ પ્રમાણે નિશાળમાં શીખવવાને લાયક કરવા કરતાં વધારે કાંઇ એ કેળવણી શીખવતી નથી. દેશની ચઢતી થવાનાં જેટલાં કારણ છે ને બધાંથી શીખનારને એ અજાણ રાખે છે. એ ધર્મ સંબંધી કાંઈ શીખવતી નથી, રાજ્ય સંબંધી કાંઈ શીખવતી નથી, દ્રવ્ય સંબંધી કાંઇ શીખવતી નથી ને કામ સંબંધી કાંઇ શીખવતી નથી.

એવી કેળવણીથી આપણા દેશના લોકો સારી દશામાં આવવાને બદલે દિવસે દિવસે તનથી, મનથી અને ધનથી ખરાબ થતા જાય છે અને મિથ્યા પંડિતાઇનું અભિમાન વ્હોરતા જાય છે.

આપણો દેશ કોઇ પણ દેશ કરતાં કોઇ પણ બાબતમાં ઉતરતો નથી. પણ તેમાં ધીમે ધીમે ધર્મ, નીતિ અને કળાનો લોપ થવાથી તે આવી માઠી દશામાં આવી પડયો છે. એનું શિક્ષણ જો સારૂં હોય તો એ પાછો પૂર્વ દશામાં આવે, ને આખી દુનીયાની આગળ પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરે. એમ વિચારી એવી રીતનું શિક્ષણ સાંપ્રતકાળમાં જેટલું અને જેવી રીતે બને, તેટલું અને તેવી રીતે આપવાને, 'નર્મદા ધર્મ વિદ્યા કળા બોધક સભા' તરફથી ભરૂચમાં ભૃગુકચ્છ વિદ્યાપાઠ-

શાલા સ્થાપવામાં આવી છે. તે પાઠશાલાને માટે જે જે વિષયોનાં યોગ્ય પુસ્તક નથી તે તે રચવામાં આવ્યાં છે. તેમાં ગણત્રીમાં અને ઉપયોગમાં આ સૌથી પહેલું છે.

॥ श्री ॥

रामचंद्रं गुरुं नत्वा भृगुक्षेत्रस्य भूषणं
श्रोत्रियं ब्रह्मनिष्ठं च ज्ञानविज्ञानदं परम् ॥ १ ॥
रुद्रमालात्मको ग्रंथो महादेवेन रच्यते
श्रौतमार्गप्रबोधाढ्यो नर्मदाहरतुष्टये ॥ २ ॥

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

હાલની ચળવળને અંગે ઉત્પન્ન થયેલી નવી શિક્ષણપ્રણાલિમાં ઉપયોગી થઇ પડશે એવી આશાથી આ પુસ્તક ફરીથી પ્રકટ કરવામાં આવ્યું છે. એ પ્રકટ કરવામાં સહાયભૂત થનાર ગૃહસ્થોનો અહીં આભાર માનું છું.

—પ્રકાશક

श्री

महादेव कृत

# सुबोध रुद्रमाला

# માલા ૧

## પાઠ ૧

૧ સૂરજ ઉગ્યા પહેલાં ઊઠવું.

૨ ઊઠીને પહેલું ઈશ્વિર સ્મરણ કરવું.

૩ પછી કોગળો કરી મોં સાફ કરી માબાપને પગે લાગવું.

૪ પછી જંગલ જઇ આવી, મટ્રોડી વડે હાથ પગ ધોઇ કોગળા કરવા.

૫ પછી ગૂલરનું, ઝંઝેટાનું, આવળનું, આકડાનું કે લીમડાનું દાતણ લઈ દાંત તથા જીભ સાફ કરવાં.

૬ સવારમાં ન્હાઈ લેવું. ન્હાવાથી આળસ જાય છે અને શરીર શુદ્ધ તથા હલકું થાય છે.

૭ ન્હાયા પછી સૂર્યને નમસ્કાર કરી દેવના મંત્રનો થોડો જપ કરી લેવો.

૮ સૂર્ય એ મહાન ઈશ્વિરનું જ તેજસ્વી રૂપ છે.

૯ પછી પોતાનો પાઠ ભણવા બેસવું. ભણતી વખતે ચિત્ત ચોપડી પર રાખવું.

૧૦ સવારમાં ભણવાથી વિદ્યા જલદી આવડે છે; ને વિદ્યા આવડયાથી જન્મનું સાર્થક થાય છે.

૧૧ સવારમાં વહેલા ઊઠવાથી શરીર નીરોગી અને સશક્ત થાય છે.

---

## પાઠ ૨

૧ ન્હાના છોકરાઓએ પોતાના મનમાં આવે તેમ ચાલવું નહિ. મ્હોટા કહે તેમ વર્તવું.

૨ ઘેર માબાપની આજ્ઞાએ ચાલવું; અને નિશાળમાં ગુરૂના કહ્યા પ્રમાણે કરવું.

૩ માબાપ અને ગુરૂ એમને દેવ જેવા માનવા. પૃથ્વી પર એમના કરતાં કોઇ મોટું નથી.

૪ માબાપે કરેલા ઉપકાર છોકરાથી કોઇ દિવસ પણ વળાય એમ નથી.

૫ ગુરૂનો ઉપકાર પણ તેવો જ છે. દેહ માબાપે આપ્યો છે ને જ્ઞાન ગુરૂ આપે છે.

૬ જે છોકરો એમની અવગણના કરે છે તે આ લોક અને પરલોક બન્નેમાંથી જાય છે.

૭ માબાપ ને ગુરૂને પસંદ પડે એવી સોબત રાખવી.

૮ તેઓ કોઇની સોબત કરવાને ના પાડે તો તે માનવું; તેમાં કલ્યાણની વાત છે.

૯ કોઈ આદમી કેવો છે એ આપણા કરતાં આપણા વૃદ્ધો વધારે જાણે છે.

૧૦ તેમ, સારૂં શું અને નરસું શું એ છોકરાઓ કરતાં વૃદ્ધો વધારે સમજી શકે છે.

૧૧ માટે વૃદ્ધોના કહેવા પ્રમાણે ચાલવામાં જ છોકરાંઓનું ભલું છે.

## પાઠ ૩

૧ ન્હાનપણમાં જે ટેવ પડે છે તે દઢ હોય છે ને પાછળથી સહેલથી છુટતી નથી.

૨ સંગતિની અસર છોકરા પર બહુ જલદીથી થાય છે ને ઘણા વખત સુધી પહોંચે છે.

૩ ખરાબ સોબતથી વિદ્યા આવડતી નથી અને દુર્ગુણો ચોંટે છે.

૪ અંગારો ગરમ હોય તો દઝાડે અને થંડો હોય તો હાથ કાળા કરે. દુર્જનનો સંગ તેવો સમજવો.

૫ દુર્જન ખીજે તો અંગારા જેવો છે ને રીઝે તો કોયલા સરખો છે.

૬ દુર્જનથી દૂર રહેવું. બધા લોકો સાથે હળીમળી ચાલવું. મૈત્રી તો સજ્જન સાથે જ કરવી.

૭ કલાલની દુકાને બેસી દુધ પીયે તોપણ લોકો તો દારૂ જ સમજે. દુર્જનની સોબતનું ફળ પણ એવું જ છે.

૮ કોઈની જોડે કંકાસ કરવો નહિ. કંકાસનું ઘર ટાળવું; કેમકે કંકાસથી ક્લેશ થાય છે.

૯ આપણા વૃદ્ધોનું માનવાને કહે એવાની જ સોબત કરવી; તેથી લાભ જ થશે.

૧૦ નમ્રતા રાખવી; ગર્વ કરવો નહિ. નમ્રતા વાળો ચ્હડયા જ કરશે ને ગર્વવાળો પડયા વિના રહેશે નહિ.

૧૧ બીજાની ચીજ વગરપૂછે લેવાની દાનત રાખવી નહિ. ચોરી કરવી એ દુર્ગુણ છે, તેમ મોટું પાપ છે.



## પાઠ ૪

૧ કોઇની ચાડી યા ચુગલી કરવી નહિ. ખરાબ વાત જીભે આણવાથી જીભ ખરાબ થાય છે.

૨ કોઇ પ્રાણીને નબળો જોઇને તેને દુઃખ દેવાની ઇચ્છા મનમાં રાખવી નહિ.

૩ જુગાર રમતા હોય ત્યાં ઉભા રહેવું નહિ; કેમકે એ ઘણું ખરાબ વ્યસન છે.

૪ કોઈ આદમીની પીઠ પાછળ નિંદા કરવી નહિ; કેમકે તે જવાબ દેવા સારૂ ત્યાં હોતો નથી.

૫ જીભે ગાળ દેવાની ટેવ પાડવી નહિ; કેમકે એક વાર ટેવ પડી તે છુટતી નથી.

૬ જેટલું આપણે જાણતા હોઇયે તેટલું જ કહેવું, એનું નામ સાચું બોલવું છે.

૭ આદમીએ સાચું બોલવું, જુઠું બોલવું નહિં; કેમકે જુઠું બોલવું એ મોટું પાપ છે.

૮ જુઠું બોલ્યાથી ઈશ્વર અને વિશ્વ બન્ને નારાજ થાય છે; ને તેથી પરિણામે જુઠું બોલનારને દુઃખ થાય છે.

૯ સાચું બોલવાથી જો કોઈ પ્રાણીને વ્યર્થ પીડા થતી હોય તો મૌન રાખવું; ને મૌન ન રખાય તો અજાણપણું બતાવવું.

૧૦ જો એમ ન ચાલે તો, ગાયને વાઘથી બચાવવા જુઠું બોલવું એમાં પાપ નથી. પણ એને માટે ઇશ્વરનું ભજન કરવું.

૧૧ આરંભેલું કામ પૂરૂં કરવું. ન કરીયે તો કરેલી મહેનત ફોકટ જાય, અને લોકો હસે.

---

## પાઠ ૫

૧ પોતાના માબાપના ગજા બહારનાં લુગડાં, ઘરેણાં યા રમકડાં માટે હઠ કરવી નહિ.

૨ આપેલો પાઠ પહેલો કરવો; પાઠ થતાં સુધી રમતમાં લાગવું નહિ.

૩ બૈરાંના ટોળામાં ઘણું બેસવું નહિ; અને છોકરીઓમાં રમવા જવું નહિ.

૪ નવરા બેસી રહેવું નહિ, કે અમથા ભટકતા ફરવું નહિ. રમવું પણ થોડી જ વાર.

૫ બજારમાંથી વેચાતું લઈ ખાવાની ટેવ રાખવી નહિ. એ ટેવ ઘણા દુઃખ અને દુર્ગુણોનું મૂળ છે.

૬ રસ્તે ચાલતાં ચાલતાં ખાવું નહિ; એક ઠેકાણે બેસીને ખાવું. ઘરની બહાર હોઈયે તો એકાંતમાં ખાવું.

૭ ખાઇને હાથ ધોઇ કોગળા કરવા; કેમકે ગંદાપણું એ મોટો દુર્ગુણ છે.

૮ બોલતાં બોલતાં હસવું નહિ, ને વગર પૂછ્યે બોલવું નહિ; કેમકે એ ઉઝડાઇ છે.

૯ કોઇ ખાતો હોય ત્યાં જઇ ઉભા રહેવું નહિ. એથી તે માણસ શરમાય છે અને અકળાય છે.

૧૦ બે જણ વાત કરતા હોય ત્યાં વગર તેડયે જવું નહિ; કેમકે એમ કરવું એ અસભ્યતા છે.

૧૧ છાની વાત થતી હોય ત્યાં જઈ સંતાઈને સાંભળવું નહિ; કેમકે એ પણ એક જાતની ચોરીછે.

---

## પાઠ ૬

૧ ટંટો થતો હોય ત્યાં જોવાને ઊભા રહેવું નહિ; કેમકે વખતે જોનારને પણ ત્રાસ યા પીડા પહોંચે છે.

૨ કોઇના શરીરની ખોડખાંપણ જોઇને હસવું નહિ; કેમકે એકલું સુંદરપણું એ કંઇ મોટો ગુણ નથી.

૩ આદમીની કિમ્મત તેના ગુણ પરથી થાય છે, શરીરની આકૃતિ પરથી થતી નથી.

૪ ખરી મ્હોટાઇ પૈસાથી કે અધિકારથી આવતી નથી; સદ્‌ગુણથી આવે છે.

૫ ખરે જ રસ્તે મ્હોટાઇ મેળવવાનો પ્રયત્ન કરવો. ખોટે રસ્તે પૈસો મળતો હોય તોપણ તેની ઇચ્છા રાખવી નહિ.

૬ મ્હોટાની જોડે નમીને ચાલવું, ને હલકા માણસ સાથે કામ કરતાં વધારે બોલવું નહિ.

૭ આખી દુનીયાનું ભલું ઇચ્છવું; કોઇનું પણ માઠું તાકવું નહિ. બીજાનું ભૂંડું ઇચ્છવાથી પોતાનું જ ભૂંડું થાય છે.

૮ યાદ રાખવું કે આદમીના દહાડા એક સરખા જતા નથી. એક મ્હોટો તો એક ન્હાનો આવે જ છે.

૯ કોઈ માણસને મ્હોટો જાણી તેની ખુશામત કરવી નહિ, ને ન્હાનો જાણી તેની તરફ તોછડાઇ વાપરવી નહિ.

૧૦ હાથ દાનથી શોભે છે, શક્તિ પરોપકારથી શોભે છે ને મોઢું સારી વાણીથી શોભે છે.

૧૧ ખોટું અભિમાન કરવું નહિ. એવું અભિમાન એ નાશનું મૂળ છે.

---

## પાઠ ૭

૧ કેફની બધી ચીજથી દૂર રહેવું. કેમકે નિસો જો સદે નહિ કે જરે નહિ તો રોગ ઉત્પન્ન કરે છે, અથવા બુદ્ધિ બગાડે છે.

૨ કેફી ચીજોમાં દારૂ સૌથી નીચ છે. એ બુદ્ધિને ભ્રષ્ટ કરેછે એટલું જ નહિ, પણ દેહને પણ ભ્રષ્ટ કરે છે.

૩ સડીને કીડા પડેલી ગંધાતી ચીજના અરકને કયો સમજુ માણસ અશુચી નહિ કહે ?

૪ પારકી સૈરી કે પૈસો ભોગવવાની દાનત રાખવી નહિ. જે એવી દાનત રાખે છે તે ખરાબ થાય છે.

૫ જાત પરથી આખી દુનીયા ઓળખવી. જેવું આપણને લાગે તેવું જ બીજાને પણ લાગે.

૬ પ્રાણીમાત્ર પર દયા રાખવી. દયા એ ઘણો જ સારો ગુણ છે; તેમ તે પુણ્ય પણ છે.

૭ કોઇને દુઃખી જોઈ દુઃખી થવું ને તેનું દુઃખ મટાડવાને બનતો પ્રયત્ન કરવો, એ દયાછે. એવી દયા એ શક્તિ છે.

૮ જો ન્યાયના અથવા વિધિના વિરોધમાં દયા ઉત્પન્ન થાય તો તે દૂષણ છે, તેમ પાપ પણ છે. એવી દયા એ અશક્તિ છે.

૯ સ્વાભાવિક પ્રવૃત્તિમાં કેટલેક ઠેકાણે દયા ઉત્પન્ન થઇ શક્તી નથી, ને કેટલેક ઠેકાણે ઉત્પન્ન થતી નથી.

૧૦ એવી દયા ન ઉત્પન્ન થવાથી આદમી ઘાતકી અથવા નિર્દય હોય છે એમ નથી; વિશેષ દ્વેષ અથવા ઉદાસીનતા એ જ નિર્દયતાનું લક્ષણ છે.

૧૧ વિચાર કરીને વચન આપવું, અને આપ્યા પછી તે પાળવું જ; કેમકે વચન જવા કરતાં પ્રાણ જવો સારો છે.



## પાઠ ૮

૧ દિવસે એવું કામ કરવું કે રાત્રે નિરાંતે ઊંઘ આવે. ખોટું કામ કરનારાથી નિરાંતે સૂવાતું નથી.

૨ જેવું બી વાવીયે તેવું ઝાડ ઊગે. જેવું કર્મ કરીયે તેવું ફળ મળે. માટે સારૂં જ કર્મ કરવું.

૩ ભાવ, નિશ્ચય અને દઢતા સર્વપ્રાપ્તિનું સાધન છે. કોઇપણ વાત થશે એવી બુદ્ધિ તે ભાવ છે; તે વાત હું કરીશ જ એવી બુદ્ધિ તે નિશ્ચય; અને તે વાત કર્યા વિના ન રહેવું એનું નામ દઢતા.

૪ સંપ જેવું બીજું કોઈ જોર નથી. ન્હાના તાંતણા-નું વણેલું દોરડું હાથી પણ તોડી શકતો નથી.

૫ શરીરને સુધારવા તરફ લક્ષ રાખવું, ને જુદી જુદી જાતની કસરતો કરવી; કેમકે બધાં કામ શરીર વડે થાયછે.

૬ નમસ્કાર નાંખવા, દંડ કરવા, મુગદળ ફેરવવા મલખમના હાથ કરવા એ મુખ્ય કસરતો છે.

૭ દેહના રક્ષણની બુદ્ધિ સ્વભાવજન્ય અને અગત્યની છે. માટે શરીરનું રક્ષણ કરવાનું પણ શીખવું જોઇયે.

૮ બનેટી, પટો, ગીલોલ, કામઠી, બંદુક વગેરે રક્ષક અને મારક શસ્ત્રો બરોબર વાપરતાં

આવડ્યાથી શરીરનું રક્ષણ થાય છે. એવું રક્ષણ કરવાને માટે બચાવ કરતાં પણ આવડવું જોઇયે ને મારતાં પણ આવડવું જોઇયે.

૯ સો હથીયારો કરતાં મોટી હિમ્મત છે; કેમકે તે જ બધાં હથીયાર ચલાવે છે, અને કામ પડયે નવાં પેદા કરી શકે છે. હિમ્મત વિના બધાં હથીયારો લૂલાં જાણવાં.

૧૦ જે માણસ સાચો અને માની અથવા ટેકી હોય તો તેમાં હિમ્મત હોય જ. સાચ અને ટેક હિમ્મત વગરના આદમીમાં રહી જ શકતાં નથી; તેમને અને કાયરપણાને વેર જેવું છે.

૧૧ સાચને આંચ નથી; સાચનો બેલી પરમેશ્વર છે; પ્રાણથી માન વધારે વ્હાલું છે; કીર્તિ જેવું બીજું ધન નથી; અને મરવું તો એક દિવસ છે જ; એમ સમજવું એ હિમ્મતનું મૂળ છે.



## પાઠ ૯

૧ જેમ પ્રકાશ, તેજ અને ઉષ્ણુતાથી સૂર્ય ઇશ્વરના સર્વજ્ઞત્વ, સર્વ વ્યાપકત્વ અને સર્વશક્તિમત્ત્વની પ્રતિમા છે, તેમજ અગ્નિ પણ છે.

૨ જેમ દિવસ ઊગ્યે સૂર્યને નમવું, તેમ સાંજે અગ્નિને અથવા દીવાને નમીને દેવનો મંત્ર જપવો. જેમ દિવસની જ્યોતિ સૂર્ય છે તેમ રાત્રિની જ્યોતિ અગ્નિ છે. જ્યારે સૂર્યના અજવાળાનો લાભ લેવાતો નથી, ત્યારે તેનું કામ અગ્નિનો પ્રકાશ કરે છે. સૂર્ય અને અગ્નિ વિના કોઇનાથી જીવાય નહિ.

૩ જમતી વખતે ખાઉધરાપણું કરવું નહિ. જમતાં જમતાં બીજાને અડકવું નહિ. ભૂખ અને રૂચી પ્રમાણે ખાવું અને રાત્રે વાળુ કરતી વખતે થોડી ભૂખ રહેવા દેવી.

૪ રાત્રે સૂતાં પહેલાં માબાપને પગે પડવું; અને નિદ્રામાં રક્ષણ કરવાને ઇશ્વરની પ્રાર્થના કરી સૂઇ જવું. બે પહોર ઊંઘ લઇને ચાર ઘડી રાત રહેતાં જાગૃત થવું.

૫ દુઃખ એ કોઇ પણ દુષ્ટ કર્મ અથવા પાપનું ફળ છે; અને સુખ એ સારાં કર્મ અથવા પુણ્યનું

ફળ છે. જેમ પુણ્ય વધુ કરીયે તેમ સુખ વધુ થાય; માટે પુણ્ય જ કરવાનો પ્રયત્ન કરવો.

૬. જેવું ગયા જન્મમાં કર્યું તેવું આ જન્મમાં ભોગવીયે છીયે; અને જેવું આ જન્મમાં કરીશું તેવું આવતા જન્મમાં ભોગવીશું. કર્મનું ફળ મળ્યા વિના રહેતું નથી; ને સાક્ષાત્કારી આત્મજ્ઞાન વિના કર્મ મટતું નથી. આપણે કંઇવાર જન્મ્યા છીયે, ને જ્ઞાન થશે ત્યાં સુધી કંઈવાર જન્મીશું.

૭. આપણા ધર્મ પ્રમાણે ચાલવું અને બીજાના ધર્મની વ્યર્થ નિંદા કરવી નહિ. પોતાના ધર્મનું, કૂળનું અને દેશનું ખરૂં અભિમાન રાખવું. ધર્મને છોડવો નહિ, કુળને લજવવું નહિ, અને દેશની બનતી ખરા સેવા અંતઃકરણથી કરવી.

૮. સંતોષ રાખવો, પણ આળસ તજવું. પ્રયત્ન કર્યાથી થોડું મળે તેમાં પણ રાજી રહેવું એ સંતોષ છે; વધારે મેળવવાનો પ્રયત્નજ ન કરવો એનું નામ આળસ.

૯. ખાનપાન વગેરે શરીરનાં સુખોનું માપ ઊંચું રાખવું; તેમનો દેશ વધારવો નહિ. પ્રમાણ રાખ્યાથી મનુષ્ય સુખી રહી ઉદ્યોગી થાય છે;

દેશ વધાર્યાથી ઉદ્યોગી થઇને પણ અસંતુષ્ટ અને દુઃખી રહે છે. ઉપભોગના પદાર્થોના પ્રકાર થોડા હોવા જોઇયે, ને જાત સારી હોવી જોઇયે.

૧૦ પુરૂષાર્થ ચાર છેઃ કામ, અર્થ, ધર્મ અને મોક્ષ. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ કામના વિષયો; શક્તિ, અધિકાર અને દ્રવ્ય, એ અર્થના વિષયો; પાપ પુણ્યનું અને તેના ફળનું વિવેચન તથા ઈશ્વરની ઉપાસના એ ધર્મના વિષયો; અને આત્મજ્ઞાન એ મોક્ષનો વિષય છે.

૧૧. પહેલો જગપ્રવર્તક છે, બીજો જગપોષક છે, ત્રીજો જગન્નિયંતા છે, અને ચોથાને તો વિરલા જ જાણે છે. એમાંથી અનુક્રમે પશુ, નરપશુ, નર, અને નરદેવ, એકનું, બેનું, ત્રણનું, અને ચારેનું સેવન કરે છે. વ્યવહારમાં પ્રધાન પ્રથમ ત્રણ જ છે; તેમાં ધર્મને મુખ્ય ગણી તદનુકૂલ અર્થ, કામ અનુક્રમે રાખવા. કામ એટલે ભોગવવું; અર્થ એટલે ફેરફાર કરવો, વધારવું, અથવા સંગ્રહ કરવો; ધર્મ એટલે આત્માને અમર જાણી તેને સુખ થાય એવી રીતે ચાલવું; અને મોક્ષ એટલે આત્માને સાક્ષાત્ અસંગ જાણવો.

---

## પાઠ ૧૦

૧. મ્હોટાઓને પણ પાપનું અથવા વ્યસનનું ફળ મળ્યા વિના રહેતું નથી; કેમકે કર્મ ફળ આપે જ છે.

૨. પરસ્ત્રીના અભિલાષથી રાજા રાવણ જેવા અને વાલી જેવા બળવાન પણ ધૂળધાણી થઇ ગયા. સિંહલદ્વીપની નીચે દક્ષિણમાં સાત અંશ પર અથવા નિરક્ષ દેશમાં લંકા નામનો દ્વીપ છે ત્યાંનો રાજા રાવણ હતો; ને નાશિક પ્રાંતમાં કિષ્કિંધા નગરીનો રાજા વાળી હતો; એ વાળી અંગદનો બાપ અને સુગ્રીવનો ભાઇ થાય.

૩. અયોધ્યાના દેશવટો પામેલા રાજા ભગવાન રામચન્દ્રે એ બન્નેનો વધ કર્યો. રાવણે રામની પત્ની સીતાનું હરણ કર્યું હતું; ને વાળી પોતાના ભાઇ સુગ્રીવની સ્ત્રી દબાવી બેઠો હતો.

૪. અભિમાન, લોભ અને અધર્મ કર્યાથી સહસ્રાર્જુન અને દુર્યોધન સરખાની સંપત્તિનો અને કૂળનો નાશ થયો. નર્મદા કિનારા પર માહિષ્મતી અથવા મહેશ્વરનો અને મંડલાનો રાજા સહસ્રાર્જુન હતો. એણે રાવણને પણ જીત્યો હતો.

દુર્યોધન એ દિલ્હીની પાસે હસ્તિનાપુર નગર હતું તેનો રાજા હતો.

૫. જમદગ્નિ ઋષિનો સહસ્રાર્જુને કામધેનુના લોભથી વધ કર્યો ને તેને તે ઋષિના પુત્ર ભગવાન્ પરશુરામે માર્યો. દુર્યોધને પોતાના પિત્રાઇ ભાઇઓની સંપત્તિ લઈ તેમની સ્ત્રીની પણ આબરૂ લેવાની ઇચ્છા કરી હતી; તેને તેના કાકાના છોકરા ભીમસેને માર્યો.

૬. સુરાપાનથી યાદવો પ્રભાસપાટણ ક્ષેત્રમાં પોતપોતામાં કપાઇ મુઆ. તેઓ જરાસંઘની બ્હીકે મથુરાથી નાસી આવી દ્વારકામાં વસ્યા હતા, અને ત્યાં રાજ્ય કરતા હતા.

૭. દ્યૂત રમવાના વ્યસનથી રાજા નળ અને યુધિષ્ઠિરની ખરાબી થઇ. એમને વનમાં વાસ કરવો પડયો અને એવાં દુઃખ ભોગવવાં પડયાં કે સાંભળનારની આંખોમાંથી આંસુ પડે.

૮. નળ એ વિદર્ભ અથવા વરાડ દેશનો રાજા હતો; તેને એના ભાઈ પુષ્કરે જુગારમાં હરાવ્યો હતો. યુધિષ્ઠિર અથવા ધર્મરાજ એ ઇન્દ્રપ્રસ્થનો રાજા હતો; એને ગાંધાર યા કંદહાર દેશના રાજા શકુ-

નિની સહાયતાથી હસ્તિનાપુરના રાજા દુર્યોધનને જુગારમાં જીત્યો હતો.

૯. જેમણે સત્કર્મ કર્યાં છે અને જેમનામાં સદ્‌ગુણો છે તેઓની કીર્તિ લોકોમાં અમર રહી છે. હરિશ્ચન્દ્ર સત્યને માટે, બલિ અને કર્ણ દાનને માટે, અર્જુન અને ભીમ શૌર્યને માટે, ધ્રુવ અને પ્રલ્હાદ ભક્તિને માટે, વિક્રમ પરાયું દુઃખ હરવા માટે અને ભોજ વિદ્યાની પ્રીતિ માટે જગતમાં પ્રખ્યાત છે.

૧૦. હરિશ્ચન્દ્રે પોતાનું સત્ય જાળવવા વિશ્વામિત્રને આખું રાજ્ય આપીને અને પોતાની સ્રી તથા પુત્ર સાથે વેચાઇને મહાન દુઃખ ખમ્યું. બલિ એ પ્રલ્હાદનો પૌત્ર થાય; એ સો અશ્વમેધ કરી પૃથ્વીદાન કરી પાતાળમાં ગયો. કર્ણ કુંતિનો છોકરો હતો; તેણે પોતાનું સહજ અભેદ્ય કવચ ચામડી છોલીને પણ દાનમાં આપ્યું હતું ને રણમાં મરવા પડેલો છતાં પણ પોતાના દાંત પાડી તે પરનું સોનું કાઢીને દાન કર્યું હતું.

૧૧. અર્જુન અને ભીમ એ ભાઇઓ પાંડવ હતા; અર્જુને ભીષ્મ, કર્ણ અને ભગદત્તને માર્યા; અને ભીમસેને જરાસંધ, દુર્યોધન, કીચક વગે-

રૈનો વધ કર્યો. ધ્રુવે અને પ્રલ્હાદે બાળપણમાં તપ કરી ઇશ્વરને પ્રસન્ન કર્યા. વિક્રમ એ ઉજ્જનનો રાજા હતો. તેણે શક વગેરે જંગલી લોકોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢ્યા, માટે તે શકારિ કહેવાયો, અને તેનો સંવત ચાલ્યો. આજે પણ વિક્રમનો સંવત ચાલે છે. ભોજ ધારાનગરીનો રાજા હતો; એ પંડિતોને પુષ્કળ દ્રવ્ય આપતો હતો.

## પાઠ ૧૧

૧. વાર સાત છે. રવિવાર વા ભાનુવાર, સોમવાર વા ઇન્દુવાર, મંગળવાર વા ભામવાર, બુધવાર વા સૌમ્યવાર, ગુરૂવાર વા બૃહસ્પતિવાર, શુક્રવાર વા ભૃગુવાર, શનિવાર વા મંદવાર.

૨. મહિનામાં બે પક્ષ અથવા પખવાડીયાં આવે છે. અજવાળીયું અને અંધારીયું; અથવા શુકલ-પક્ષ ને કૃષ્ણપક્ષ. એ પક્ષોનાં નામ ચંદ્રની કળા વધવા ઘટવાથી પડયાં છે. જેમાં ચંદ્ર વધતો જાય છે તે શુકલ પક્ષ, ને જેમાં ઘટતો જાય છે તે કૃષ્ણપક્ષ. એને સુદી ને વદી પણ કહે છે.

૩. એકએક પક્ષમાં સુમારે પંદર દિવસ હો[illegible] છે. તેમને તિથિ કહે છે. એ તિથિઓ શુકલ પક્ષમાં પ્રતિપદા વા પડવાથી પૌર્ણિમા વા પુનેમ સુધી ગણાય છે; ને વદીમાં પડવાથી અમાવાસ્યા વા અમાસ સુધી ગણાય છે.

૪. વર્ષમાં મહિના બાર હોય છેઃ ચૈત્ર, વૈશાખ, જયેષ્ઠ, આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન, કાર્તિક, માર્ગશીર્ષ,'પોષ, માઘ અને ફાલ્ગુન. ભાદરવામાં સરાધીયાં આવે છે, આસોમાં

નોરતાં ને દીવાળી આવે છે, કારતકમાં શુકલ-તીર્થની જાત્રા આવે છે, પોષમાં સંક્રાંતિ આવે છે અને ફાગણમાં હોળી આવે છે.

૫. વરસમાં છ ઋતુ આવે છે. બબ્બે મહિનાની એક ઋતુ થાય છે. વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમન્ત અને શિશિર. લોકોમાં ચાર ચાર મહિનાની એક ઋતુ એમ ત્રણ જ ઋતુઓ ગણાય છેઃ ઉન્હાળો, ચોમાસું અને શીયાળો. જેટલા વખતમાં સૂર્ય બે રાશિમાં ફરી રહે તેટલા વખતને શાસ્ત્રમાં એક ઋતુ કહે છે.

૬. રાશિઓ બાર છેઃ મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન. વૃષભ રાશિને લોકોમાં વરખ રાશિ કહે છે.એ બારે રાશિમાં સૂર્ય ફરી રહે છે ત્યારે સૌર વર્ષ થાય છે. નક્ષત્રો સત્તાવીશ છેઃ અશ્વિનિ, ભરણી, કૃતિકા, રોહિણી, મૃગ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, મઘા, પૂર્વા ફાલ્ગુની, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જયેષ્ટા, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ટા, શતતારકા, પૂર્વા-ભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ અને રેવતી. અભિજીત

નામનું અઠ્ઠાવીશમું નક્ષત્ર પણ ગણાય છે. એકએક રાશિ સવા બબ્બે નક્ષત્રો ભોગવે છે.

૭. અયનો બે છે: ઉત્તરાયન અને દક્ષિણાયન. ઉત્તરાયણમાં સૂર્ય ઉત્તર તરફ ઊગતો જાય છે, તેથી દિવસ લાંબો થઈ રાત ટૂંકી થતી જાય છે. દક્ષિણાયનમાં સૂર્ય દક્ષિણ તરફ ઊગતો જાય છે, તેથી દીવસ ટૂંકો થઈ રાત લાંબી થતી જાય છે. સૂર્ય છ મહિના ઉત્તરાયણમાં રહે છે ને છ મહિના દક્ષિણાયનમાં રહે છે. મકર-સંક્રાંતિથી ઉત્તરાયણનો આરંભ થાય છે. તે કર્કસંક્રાંતિ સુધી રહે છે; પછી દક્ષિણાયન બેસે છે.

૮. કરણ અગીયાર છે. યોગ સત્તાવીશ છે; તેમાં વ્યતિપાત અને વૈધૃતિ મુખ્ય છે. સંવત્સર સાઠ છે. મન્વંતર ચૌદ છે; તેમાં હાલમાં વૈવસ્વત મન્વંતર ચાલે છે. યુગ ચાર છે: સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ. હાલમાં કલિયુગ ચાલે છે.

૯. વર્ષ અને મહિના ચાર પ્રકારના છે: ચાંદ્ર, સૌર, સાવન અને નાક્ષત્ર. ચાંદ્ર માસ સુદી પડવાથી શરૂ થાય છે. એમાં સરાસરી ૨૯½ દિવસ હોય છે તેથી વર્ષના ૩૫૪ દિવસ થાય છે. આપણામાં એ વર્ષ ચાલે છે. સૌર માસમાં સુમારે ૩૦½ દિવસ હોય છે. તેના

વર્ષના ૩૬૫। દિવસ થાય છે. એ વર્ષ અંગ્રેજોમાં ચાલે છે. નાક્ષત્ર માસ ચંદ્ર દર્શનથી શરૂ થાય છે; તેના દિવસ સુમારે અઠ્ઠાવીશ છે. તેના વર્ષના દિવસ ૩૩૬ થાય છે. સાવન મહિનો ત્રીસ દિવસનો અને સાવન વર્ષ ૩૬૦ દિવસનું. એ વર્ષ સંવત્સર કાઢવામાં કામ લાગે છે.

૧૦ સૌર વર્ષની જોડે ચાંદ્ર વર્ષ બરોબર કરવાને જે માસ આવે છે તેને અધિક માસ કહે છે. તે ઘણું કરીને સુમારે અઢી વર્ષે આવે છે. સુમારે ૧૪૧ વર્ષે એક ક્ષય માસ પણ આવે છે. સૂર્ય અને ચંદ્રની વચ્ચે પૃથ્વી આવ્યાથી ચંદ્ર-ગ્રહણ, અને પૃથ્વી અને સૂર્યની વચ્ચે ચંદ્ર આવ્યાથી સૂર્યગ્રહણ થાય છે. કેટલાએક ગ્રહોના મળવાથી કે અથડાવાથી ગ્રહયુતિ થાય છે. તે પણ ગ્રહણના આભાસ જેવી હોય છે.

૧૧ પૃથ્વી ગોળ છે. તેને બે ધ્રુવ છે. ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ. પૃથ્વીના મધ્ય ભાગને વિષુવવૃત્ત કહે છે. લંબાશ અથવા રેખાંશ ધ્રુવથી ગણાઈ પૂર્વ અથવા પશ્ચિમ તરફ જાય છે. અક્ષાંશ વિષુવવૃત્તથી ગણાઈ ઉત્તર અથવા દક્ષિણ તરફ જાય છે. ધ્રુવ પર લંબાશનો અભાવ છે

અને વિષુવવૃત્ત પર અક્ષાંશનો અભાવ છે. વિષુવવૃત્ત પર બરાબર અંતરે ચાર નગરીઓ છેઃ લંકા, યમકોટી, સિદ્ધપુર અને રોમક. આપણા દેશમાં અક્ષાંશ લંકાથી ઉત્તરના ગણાય છે અને લંબાશ ઉજ્જનથી પશ્ચિમના ગણાય છે.

---

# માલા ૨

---

## પાઠ ૧

---

૧ ભરતખંડની ઉત્તરમાં હિમાલય પહાડ, કાશ્મીર અને પંજાબનો કંઈક ભાગ છે; અને પૂર્વમાં ઇરાવતી નદી અને બંગાળાનો અખાત અથવા પૂર્વ સમુદ્ર છે.

૨ આ દેશની દક્ષિણમાં કન્યાકુમારી ભૂશિર અને દક્ષિણ મહાસાગર છે; અને પશ્ચિમમાં સિન્ધુ નદી, તેના પશ્ચિમ કિનારા પરના પર્વતો અને પશ્ચિમ સમુદ્ર છે.

૩ ઉપરની હદ જોતાં માલૂમ પડશે કે આ દેશની સર્વ સિમાઓ સ્વાભાવિક અને મજબૂત છે. આ દેશ દ્વીપકલ્પ છે, કેમકે એની ત્રણે બાજુએ જળ છે ને એક બાજુએ પૃથ્વીમાં ઉંચામાં ઉંચો હિમાલય નામનો પર્વત છે.

પૂર્વ અને પશ્ચિમ બાજુએ પણ જળ પછી તરત પહાડો જ આવેલા છે.

૪ હિન્દુસ્તાનની વધારેમાં વધારે લંબાઈ શુમારે ૧૨૫૦ ગાઉ છે અને વધારેમાં વધારે પહોળાઈ સિન્ધથી આસામ સુધી અથવા દ્વારકાંથી આરાકાન સુધી સુમારે ૧૨૦૦ ગાઉ છે. અંગ્રેજી પ્રમાણના દોઢ માઈલનો ગાઉ થાય છે.

૫ હિન્દુસ્તાનની મધ્યમાં વિંધ્યાચળ પર્વત છે. એ સિવાય નાની નાની ટેકરીઓ પુષ્કળ છે. નર્મદા અને મહા નદીની દક્ષિણે પશ્ચિમ સમુદ્રને કિનારે સહ્યાદ્રી અથવા પશ્ચિમ ઘાટ અને પૂર્વ સમુદ્રને કિનારે પૂર્વ ઘાટ નામના પર્વત છે. એ ઘાટો નીલગિરિમાં એક થાય છે. એ સિવાય રજપૂતાનામાં આરાવલી પર્વતો છે.

૬ હિન્દુસ્તાનની મ્હોટામાં મ્હોટી નદીઓ સરસ્વતી, ગંગા, સિન્ધુ, બ્રહ્મપુત્રા અને ઇરાવતી હિમાલયમાંથી નિકળે છે. ગંગા અને તેને મળનારી નદીઓ અને બ્રહ્મપુત્રા નૈઋત્ય તરફ વહી પૂર્વ સમુદ્રને મળે છે. દક્ષિણવાહી ઇરાવતી પણ એ જ સમુદ્રને મળે છે.

૭ સિન્ધુ તથા તેની શાખાઓ વાયવ્ય તરફ વહી પશ્ચિમ સમુદ્રને મળે છે. ગંગાને મળનારી મ્હોટી નદી યમુના છે. આરાવલી પર્વતોમાંથી સાબરમતી, મહી અને લુણી નદીઓ નિકળે છે. તેઓ વાયવ્ય તરફ વહી પશ્ચિમ સમુદ્રને મળે છે.

૮ વિંધ્યાચળમાંથી નર્મદા, તાપી, મહાનદી, સોણ અને ચંબલ એ મ્હોટી નદીઓ નિકળે છે. પહેલી બે પશ્ચિમવાહિની થઈ પશ્ચિમ સમુદ્રને મળે છે ને ત્રીજી પૂર્વ તરફ વહી પૂર્વ સમુદ્રને મળે છે સોણ ગંગાને મળે છે. અને ચંબલ યમુનાની ઉપનદી છે.

૯ સહ્યાદ્રીમાંથી ગોદાવરી અને કૃષ્ણા એ મ્હોટી નદીઓ નિકળે છે. તેઓ પૂર્વ તરફ વહી પૂર્વ સમુદ્રને મળે છે. તાપીની દક્ષિણે કોઈ મ્હોટી નદી પશ્ચિમ સમુદ્રને મળનારી નથી.

૧૦ તુંગભદ્રા કૃષ્ણાની ઉપનદી છે. કૃષ્ણા પછી સમુદ્રને મળનારી નાની નદીઓ પુષ્કળ છે. તેમાં પન્નાર, કોલેરૂ, કાવેરી અને તામ્રપર્ણી મુખ્ય છે. એ સર્વ નદીઓને મળનારી બીજી નાની નદીઓ ઘણી છે.

૧૧ આમ તમે જોશો કે આખો દેશ બગીચા જેવો છે. પર્વતો અને સમુદ્રોના યોગથી, તેમ

સ્થાનિક સ્થિતિને લીધે, એમાં સર્વ પ્રકારની હવા છે. ગરમમાં ગરમ, થંડામાં થંડો અને મધ્યમ પ્રકારનો ભાગ આ દેશમાં છે. કાળામાં કાળા, ગોરામાં ગોરા અને બીજા સર્વ રંગનાં મનુષ્યો આ દેશમાં છે.

---

## પાઠ ૨ જો

૧ આપણા દેશમાં કાળી આંખો, માંજરી આંખો અને નીલવર્ણી આંખો જોવામાં આવે છે. તેમ કાળા, રતાશ પડતા અને પીળા રંગના કેશો પણ જણાય છે. ગોળ, લાંબાં અને ચપટાં મ્હોડાં પણ અહીં નજરે પડે છે. ઘણાં ઉંચાં, છેક ઠીંગણાં અને મધ્યમ કદનાં માણસો પણ અહીં છે.

૨ સામાન્ય રીતે અહીંના લોકોની આંખો તથા કેશ કાળા છે. પણ સમુદ્રકિનારા ને કોકણ વગેરે દેશના લોકોની અને કાશ્મીરના લોકોની આંખો ઘણુંકરીને માંજરી અને નીલ છે અને કેશ રતાશ પડતા અને પીળા છે. પંજાબી લોકોનાં મ્હોડાં લાંબાં છે. ગૌંડ લોકોનાં અને કંઇક કર્ણાટકીઓનાં મ્હોડાં ચપટાં છે અને બીજાનાં ગોળ વગેરે આકારનાં છે.

૩ કાઠીયાવાડ, મારવાડ, શેખાવાટી, પંજાબ અને ખાનદેશના આદમીઓ ઉંચા છે. નેપાળ, ભૂતાન અને કર્ણાટકના આદમી ઠીંગણા છે. બીજા ઘણુંકરીને વચલા વાંધાના છે. પંજાબી,

કાશ્મીરી, મૈથિલી અને કોકણી લોકો ઘણું-કરીને ગોરા છે. ખાનદેશી, કર્ણાટકી, ગોંડ અને ભીલ કાળા છે. બીજા લોકો મિશ્ર રંગના છે. નેપાળના લોકો પીળાશ પર છે.

૪ આર્ય દેશનાં મ્હોટામાં મ્હોટાં શહેરો, ઉપર કહેલી નદીઓ પર અથવા તેની ઉપનદીઓ પર, તથા સમુદ્રકિનારા પર છે. ગંગાના કિનારા પર હરદ્વાર અને વારાણસી અથવા કાશી છે; ને ગંગાની પાસે કનોજ, કાનપુર, અને મિરજા-પુર છે.

૫ ગંગાની ઉપનદીઓ પર ખટમંડુ, ગોરખપુર, અયોધ્યા, લખનૌ, મીરત, અને બદ્રિકેદાર છે. તેમ કલકત્તા, વર્ધમાન, મુર્શિદાબાદ અને ગયા છે. પટણા અને બહાર ઉપનદીઓની પાસે છે; તેમ કાશ્મીરની રાજધાની શ્રીનગર પણ છે.

૬ ગંગા અને જમનાના સંગમ પર પ્રયાગરાજ છે. જમનાના કિનારાપર કાલપી, આગ્રા, મથુરા, દિલ્હી અને પાણીપત છે. જમનાની ઉપનદીઓ પર ધોળપુર અને કોટા છે. ચંબલની પાસે બુંદી અને ઝાલરાપટ્ટન છે.

૭ ચંબલની ઉપનદીઓ પર શિહુર, ઉજ્જન, ચંદેરી, ઝાંસી, ટોંક અને નાથદ્વારા છે; ને એ ઉપનદીઓની પાસે ઉદેપુર, ચિત્તોડ અને ગ્વાલીયર અથવા લશ્કર છે.જયપુર શહેર આગળ કોઇ નદી નથી.

૮ બ્રહ્મપુત્રા પર શિવપુર અને ગૌહટ્ટી છે; ને તેની પાસે કામાક્ષી ક્ષેત્ર અને ઢાકા તથા અગરતાલ છે. ઇરાવતીની શાખા ઉપર મણિપુર છે. સિંધુ નદી પર સિંધ–હૈદ્રાબાદ, શિકારપુર અને ગીલજીત છે.

૯ સિંધુની ઉપનદીઓ પર જાકુદાબાદ અને પેશાવર છે. તેમ લાહોર, અમૃતસર, ગુજરાત, મુલતાન અને હરિપુર પણ છે. અને એ ઉપનદીઓની પાસે જ્વાલામુખી અને કોટકાંગડા છે.

૧૦ સરસ્વતીને કિનારે રૂદ્રકોટી, સ્થાણ્વીશ્વર, કુરૂક્ષેત્ર, પુષ્કરરાજ, સિદ્ધપુર અને પ્રભાસપાટણ છે. એ નદી કોઈ ઠેકાણે ગુપ્ત અને કોઈ ઠેકાણે પ્રગટ છે. તેથી તેનું વર્ણન હમણાં ચાલતી ભુગોળોમાં બરાબર આવતું નથી.

૧૧ લુણીને કિનારે બાલોત્રા અને તેની પાસે જોધ-
પુર છે. સાબરમતીને કિનારે સાદરા અને
અમદાવાદ છે. વળી તે નદીની પાસે ડીસા,
પાલણપુર અને પ્રાંતીજ છે. મહીને કિનારે કોઇ
મ્હોટું શહેર નથી; પણ તેની પાસે રતલામ,
વાંસવાડા, ડુંગરપુર, સોંથ, લુણાવાડા અને
આણંદ છે, અને તેની ઉપનદી વિશ્વામિત્રી
પર વડોદરા છે.

---

## પાઠ ૩ જો

૧ નર્મદા નદીને કિનારે ચાંદોદ, કરનાળી, ભરૂચ, રાજપીપળા, મહેશ્વર, ઓંકારેશ્વર, હંડીયા, હુસંગાબાદ, ગઢા અને મંડલા છે. એ નદીની પાસે અંકલેશ્વર, નાંદોદ, માંડવગઢ અને જબલપુર છે. એની ઉપનદી પર ઈંદોર છે.

૨ તાપી નદીને કિનારે સુરત, અમલનેર, નસીરાબાદ અને બુરાનપુર છે. એની ઉપનદી પર અકોલા અને ઉમરાવતી છે. મહાનદીને કિનારે કટક અને સંબલપુર છે. ગોદાવરીને કિનારે નાસિક, ત્ર્યંબક, પેંઠ, નાંદેડ, ચિતુર અને રાજમહેંદ્રી છે. ગોદાવરીની ઉપનદીઓ પર ઔરંગાબાદ, જાલનાપુર, માહુર અને ઇલીચપુર છે. એ ઉપનદીઓની પાસે દેવગઢ, દોલતાબાદ અને નાગપુર છે.

૩ કૃષ્ણા નદીને કિનારે જમખંડી, સાંગલી, અને મીરજ છે; અને તેની પાસે સતારા, વિજાપુર અને રાયચૂર છે. વળી બલાળી, કર્નૂલ, બેદનૂર અને ચિત્રદુર્ગ છે. કૃષ્ણાની ઉપનદી પર હૈદ્રાબાદ, માલખડ, સોલાપુર, પંઢરપુર, કલાદગી

અને હુગલી છે. અને એ ઉપનદીઓની પાસે વરંગુલ, અકલકોટ, અહમદનગર, પૂણા, કોલ્હાપુર, બેલગામ અને ધારવાડ છે. પન્નાર નદી પર નંદીદુર્ગ છે ને તે નદીની પાસે બેંગલોર અને કડપ્પા છે.

૪ કાવેરી નદીપર શ્રીરંગપટ્ટન અને એની પાસે મ્હેસૂર છે. કોલેરૂ નદી પર કુંભાકોકણ અને ચિલંબ્રમ છે; અને એ નદીની પાસે ત્રિચીનાપલ્લી અને ત્રાવણકોર છે. એની ઉપનદી પર ગજલહટ્ટી છે. વૈગા નદીપર મીનાક્ષીનું સ્થાન મદૂરા અને રામનાથ છે. તામ્રપર્ણી પર તીનેવેલી અને પાલ્યકોટ છે.

૫ સમુદ્રકિનારા પર કરાંચી, કચ્છ, માંડવી, દ્વારકા, નવાનગર, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ, ઘોઘા, ખંભાત, ટંકારીયા, દેહેજ, માહીમ, મુંબઈ, વસઇ, થાણા, માલવણ, રત્નાગીરી, કોચીન, ત્રિવેન્દ્રમ, કન્યાકુમારી, તુતકુડી, રામેશ્વર, પોન્ડીચેરી, મદ્રાસ, મછલીપટ્ટન, વિશાખપટ્ટન, કલીંગપટ્ટન, ગંજામ અને જગન્નાથપુરી છે. સમુદ્રની પાસે લખપત, ભાવનગર, દમણ, રાજાપુર, ગોવા અને શ્રીકા-

કોલમ છે. આરાવલીના ડુંગરમાં સીરોહી અને તે ડુંગર પાસે પાલી અને અજમેર છે. ગીરનારમાં જુનાગઢ છે.

૬ આ દેશમાં, સમુદ્રમાં, ખારા કુવાઓમાં, સાંભર સરોવરમાં, મંડીના પહાડમાં, સૈંધવાચલમાં, બીજા પહાડોમાં અને ખારી જમીનોમાં લૂણ થાય છે. એ લૂણને મીઠું, સાંભરલૂણ, સંચળ અથવા કાળું લૂણ, વરાગડું મીઠું અને ખારી એમ કહે છે. કેટલીક ખારી જમીનમાંથી સુરોખાર પણ નીકળે છે.

૭ આ દેશની પેહેલાંની સ્થિતિ તથા વર્ણન જોતાં આ દેશમાં હીરા વિગેરે કિંમતી પત્થરોની અને સુવર્ણ, ચાંદી, ત્રાંબુ, લોઢું વગેરે ધાતુઓની, કોયલાની અને બીજા ખનિજ પદાર્થોની ખાણો ઘણી છે. પણ અજ્ઞાનથી, આળસથી, ગરીબાઇથી અને રાજકીય કારણોથી એ ખાણોનો ઉપયોગ કરવામાં આવતો નથી.

૮ અહીં બંગાળા, પંજાબ, વગેરે ભાગોમાં ખાંડ થાય છે. પણ તે દેશને પહોંચે એટલી

થતી ન હોવાથી પરદેશથી આવે છે. જોકે શેરડી દેશના અડધા ભાગ ઉપરાંતમાં થાય એવું છે. ગુજરાત વગરે પ્રાંતમાં શેરડી વાવે છે; પણ ખાંડ કરતાં આવડતી નથી.

૯ ગુજરાત, કાઠીયાવાડ, નાગપુર વગરે પ્રાંતોમાં કપાસ પુષ્કળ થાય છે અને આ દેશથી દેશાવર પણ જાય છે. પણ કપડાંને રૂપે તે પાછો આવે છે, એટલે લાભ જેવું નથી. તમ અહીં સારો થાય છે; અને મદ્રાસનો કંઈક ભાગ બાદ કરીયે તો અહીંથી દેશાવર જતો નથી. હવે ઉત્તર પ્રદેશમાં ચ્હા પણ ઉપજાવવા માંડી છે અને તે દેશાવર પણ જાય છે.

૧૦ અફીણ માળવામાં અને ક્યાંક ક્યાંક રજપુતાનામાં અને કંઇક ગુજરાતમાં પણ પાકે છે. એ દેશાવર ખાતે બહુ ચઢે છે. ગળી, કોસમ, આલ વગેરે રંગના પદાર્થો દેશાવર જાય છે ખરા, પણ અડધા ઉપર કોઇ ને કોઈ આકારમાં આ દેશમાં પાછા આવે છે. અહીંથી કાટ પણ પરદેશ જાય છે.

૧૧ આ દેશમાંથી અનાજ પણ જથ્થાબંધ પરદેશ રવાના થાય છે, પણ એ કંઈ કિંમતી

જાવક નથી. માટે કહેવા સરખો ફાયદો લોકોને ન થતાં તેની મોંઘવારીનાં પરિણામ આપણે વેઠવાં પડે છે. અફીણ પણ જેટલું સરકારને ફાયદાકારક છે તેટલું લોકોને નથી; અને ગળી, મદ્રાસી તમાકુ, તથા ચ્હા પકવનારા ઘણું કરીને અંગ્રેજ લોકો જ છે; જેઓ અહીં ઘર કરવા માગતા નથી.

———

# પાઠ ૪ થો

---

૧ લોકોમાંથી યાંત્રિક કૌશલ્ય, ખરા તથા સાફ દિલથી અને એકસંપીથી એકઠા મળીને કામ કરવાના ગુણો હાલમાં ઘટી ગયા છે. માટે જ માન બુદ્ધિ અને સંપવાળા મુઠ્ઠીભર માણસો સુસ્ત, ગરીબ, અને અર્થશાસ્ત્રમાં અજ્ઞાન, એવા આપણા સંખ્યાબંધ લોકોની પેદાશ ખાઇ જઈ તેમને ભાગ્યે જ ખાવા જેટલું રહેવા દે છે.

૨ અંગ્રેજ સરકારે તો વિદ્યા અને કળાનો પ્રસાર કરી સર્વ લોકોને શક્તિમાન અને અર્થવાન થવાનો રસ્તો કરી આપ્યો છે. એનો લાભ જો લોકો નહિ લે તો વાંક તેમનો જ છે. છતે ધાને ભૂખે મરે તેના ભોગ સમજવા.

૩ જો પ્રયત્ન થાય તો ખાંડ, મધ અને મહુડાં તથા બીજા પણ કેટલાએક પદાર્થો અહીંથી પરદેશ ચઢતા થાય. વળી અહીંયાં કાપડ તો જેવું અને જેટલું જોઇયે તેવું ને તેટલું વણાય; તેમજ વધારે પણ વણાય; અને થોડું રૂ અને કાપડ પણ પરદેશ જાય.

૪ એમ થવાથી અહીં વસનારાં પોતાની પેદાશનો બરાબર ઉપભોગ લઇ શકે. અહીંના કરતાં અમેરિકાનો કપાસ જરા ચઢતો ગણાય છે. પણ તેવો કપાસ અહીં પણ પાકી શકે એમ છે. એવી થોડી જ ચીજો હશે કે જે આ દેશમાં ઉત્તમમાં ઉત્તમ નહિ થઈ શકતી હોય.

૫ જ્યારે લોકો એકઠા થઇને એક વિચારે અને શુદ્ધ બુદ્ધિથી કામ કરતાં શીખશે, ત્યારે જ અંગ્રેજ સરકારના રાજ્યનો લાભ લોકોથી લેવાશે. અને જ્યારે યંત્રાદિકનું કામ શીખશે ત્યારે જ એકત્ર થઇને સારૂં કામ થશે.

૬ જો અહીંયાં ચાલતાં યાંત્રિક કામોમાં બધો યા નિદાને ઘણો ભાગ પણ અહીં વસનારા લોકોનો હોય તો લોકો રોજગારને માટે જે બૂમ પાડે છે તે ન પાડે. અહીંયા વસનારાઓ જ ખરા દિલથી મને યાંત્રિક કામો કરવાનો પ્રયત્ન કરે તો પરદેશીઓને અહીં લાભ મળવા જેવો ઘણો ધંધો મળે નહિ.

૭ આખા હિન્દુસ્તાનમાં સ્વતંત્ર રાજ્ય બે છે. નેપાળ અને ભૂતાન. બાકીના ભાગમાં અંગ્રેજ સરકારનું, અને તેમને ખંડણી આપતાં

અહીંના કંઈ જુનાં અને કંઇ નવાં દેશી રાજાઓનાં રાજ્ય છે.

૮ મરાઠા, શીખ, જાટ અને કંઈક મુસલમાનો બસો વર્ષની અંદરના રાજ્યકર્ત્તા છે. રજપુતાનાના બુંદેલખંડ અને વાઘેલખંડના રાજ્યો તથા મ્હેસૂર અને ત્રાવણકોર, એ જૂનાં રાજ્યો છે. કેટલાકોની પેઢી તો કળીયુગના આરંભ સુધી એટલે લગભગ પાંચ હજાર વર્ષ સુધી પહોંચે છે.

૯ હિમાલયમાં કાશ્મીર, ગઢવાલ, નેપાળ, સિકિમ અને ભૂતાનનાં રાજ્યો છે. એ રાજ્યો દેશના વાયવ્ય કોણથી માંડી ઇશાન કોણ સુધી છે. એમની નીચે સિંધ, પંજાબ, વાયવ્ય પ્રાંત અને બહાર તથા આસામ છે. એ બધાં અંગ્રેજ સરકારને તાબે છે.

૧૦ સિંધની પૂર્વમાં અને પંજાબની દક્ષિણમાં ખેરપુર, ભાવલપુર, પતીયાલા, રજપુતાના અને સિંધીયાનો મુલક, બુંદેલખંડ તથા માળવા છે. એ બધાં દેશી રાજ્યો છે. વડોદરા અને પાલણપુરનાં દેશીરાજ્યોની વચ્ચે અમદાવાદ જીલ્લો અંગ્રેજ સરકારનો છે.

૧૧ વડોદરાની દક્ષિણે ભરૂચ જીલ્લો અને નર્મદાની દક્ષિણે સુરત, કોકણ, ખાનદેશ અને વરાડ અંગ્રેજ સરકારનાં છે, નર્મદાની દક્ષિણે ગાયકવાડનું પણ થોડું રાજ્ય છે. તે સુરત અને ખાનદેશ જીલ્લાઓમાં છે. નાગપુરની પૂર્વમાં તૈલંગણના રાજ્યો છે. વરાડ અને થોડા ખાનદેશની દક્ષિણે નિઝામનું રાજ્ય છે.



## પાઠ ૫ મો

---

૧ કોંકણ અને નિઝામનાં રાજ્યો વચ્ચે પૂણા, સતારા, નાશક, અહમદનગર અને સોલાપુર છે ને તે અંગ્રેજ સરકારનાં છે. કોંકણ અને સોલાપુરની વચ્ચે કર્ણાટક અને પટવર્ધનનાં દેશી રાજ્યો છે. તેની દક્ષિણે મ્હેસૂરનું દેશી રાજ્ય છે.

૨ કાનડાની દક્ષિણે ત્રાવણકોરનું દેશી રાજ્ય છે. એ બંનેની પશ્ચિમમાં કર્ણાટક અને મદ્રાસ અંગ્રેજ સરકારનાં છે. રોહિલખંડમાં પઠાણોનું રાજ્ય છે. બંગાળામાં મ્હોટું દેશી રાજ્ય વર્ધમાનનું છે અને કુચબિહાર જેવાં ન્હાનાં સંસ્થાનો છે. બંગાળાના રાજાઓ તે બધા જમીનદાર જેવા છે.

૩ પૂર્વ સમુદ્ર અથવા બંગાળાના ઉપસાગરના કિનારા ઉપરનાં તમામ શહેરો અને ડુંગરો અંગ્રેજ સરકારનાં છે. ફક્ત પોન્ડિચેરી અને મહી ફ્રેન્ચ લોકોનાં છે. પશ્ચિમ કિનારા ઉપર કચ્છનાં અને કાઠીયાવાડનાં તેમ જંજીરા અને ત્રાવણકોરનાં બંદરો દેશી રાજાઓનાં છે.

એ જ કિનારા ઉપરનાં દીવ, દમણ અને ગોવા એ પોર્ટુગીઝ લોકોનાં છે; બાકીનાં બધાં બંદરો અંગ્રેજ સરકારનાં છે.

૪ આ રાજ્યોમાંથી પટવર્ધનનાં રાજ્ય બ્રાહ્મણનાં છે. માળવાનાં એટલે ધાર, ઇંદોર અને ગ્વાલીયરનાં અથવા પોંવાર, હોલ્કર અને સિંધીયાનાં રાજ્યો તેમજ વડોદરાનું રાજ્ય એ મરાઠાનાં છે; અને કોલ્હાપુરનું રાજ્ય મરાઠાનું છે, પણ ક્ષત્રિયવંશમાં ગણાય છે.

૫ નિઝામનું, ભાવલપુરનું, ખેરપુરનું, ભોપાળનું, ટોંકનું અને જુનાગઢનું, એ મુસલમાની રાજ્યો છે. પતીયાલાનું રાજ્ય શીખોનું મ્હોટું રાજ્ય છે ને ભરતપુર જાટનું છે. શીખ લોકોનાં ન્હાનાં ન્હાનાં રાજ્યો પંજાબમાં ઘણ છે. સાતપૂડામાં કોઇ કોઇ ઠેકાણે ભીલનાં રાજ્યો છે.

૬ બાકી રહેલાં એટલે કાશ્મીર, નેપાળ, રજપૂતાના, બંગાળા, કર્ણાટક અને તૈલંગનાં રાજ્યો ક્ષત્રિયોનાં યા રજપૂતોનાં છે. રજપૂતાનામાં મુખ્ય હિન્દુ રાજ્યો ઉદેપુર, જોધપુર, જેપુર, બુંદી, કોટા, ઝાલરાપટ્ટન, અલવર, કરોલી, જેસલમેર અને બિકાનેર છે.

૭ વાઘેલખંડમાં રીવા રજપુતોનું મ્હોટું રાજ્ય છે. તે નર્મદાના સંગમ એટલે અમરકંડ અથવા ગોંડવાના સુધી પ્હોંચે છે. બુંદેલખંડમાં છત્રપુર, ઝન્નાપન્ના વગેરે રજપુતોનાં રાજ્યો છે. કાઠીયાવાડમાં ન્હાનાં ન્હાનાં રજપુત સંસ્થાનો ઘણાં છે. તેમાં જામનગર, ભાવનગર, ધ્રાંગધ્રા અને પોરબંદર મ્હોટાં છે.

૮ જુદા જુદા સ્વતંત્ર રહી, એક નીતિની દોરીએ બંધાઇ, વખત આવ્યે એકઠા થઇ કામ કરવાનો અથવા પોતામાંના એકને સ્વાધીન થઇ રહેવાનો ગુણ રજપુતોએ ખોયો, ને અભિમાની હોવાથી શત્રુ પર કોઇપણ પ્રકારે વેર લીધા વિના રહેવું નહિ એવી દુર્બુદ્ધિ વધી, તેથી રજપુતોનું રાજ્ય ગયું.

૯ દિલ્હીના પૃથ્વીરાજ ને કનોજના જયચંદ વચ્ચેના પોતપોતામાંના વેરથી શાહબુદ્દીન ઘોરીનું આ દેશમાં ફાવ્યું. પછી પણ ચિત્તોડ અને મારવાડ તથા જેપુરના અંદરઅંદરના વેરને લીધે રાણાજી ખરાબ થયા. મુસલમાનો આરંભમાં રજપુતોની ફુટથી આવ્યા, અને પાછળથી તેમણે રજપુતોની સહાયથી જ રજપુતોને વશ કર્યા.

૧૦ મરાઠાઓનું રાજ્ય લોભ, ફૂટફાટ અને લૂંટફાટની ટેવથી ગયું. દોલતરાવ સિંધીયાએ છેલ્લા બાજીરાવને ગાદી પર બેસાડવા સારૂ તેની પાસેથી પૈસા લેવાનો ઠરાવ કર્યો. તે દ્રવ્ય ઉઘરાવવા પૂણા શહેર લૂંટયું. પેશ્વાએ દિવાન છતાં સર્વ રાજ્ય દાબી લઇ સતારાના છત્રપતિ રાજાને નજરકેદી જેવો કર્યો. દોલતરાવ સિંધીયા અને યશવંતરાવ હોલ્કર એમના માંહોમાંહેના વેરને લીધે પૂણાની બાજી વખત ખરાબી થઇ અને અંગ્રેજોનો પગ પેઠો.

૧૧ સિંધીયાએ અને ભોંસલેએ અંગ્રેજ સરકાર સાથે જુદી સંધી કરી. પેશ્વાના સરદારો સ્વામી વિરૂદ્ધ થયા, અને અંગ્રેજ લોકે એક લડાઇમાં પેશ્વાઇ લીધી. એ વખતે રજપુત રાજા વા મરાઠા સરદાર કોઇ બોલ્યા નહિ. મરાઠા ફૂટેલા અને એશઆરામમાં હતા અને રજપુતો મરાઠાના ત્રાસથી તોબા પોકારતા હતા.



## પાઠ ૬ ઠ્ઠો

---

૧ અંગ્રેજોએ પેશ્વાનું રાજ્ય લઇ લીધું ત્યારે જ બધા હિન્દુ અને મુસલમાન રાજ્યોને ખંડણી આપતા કર્યા. ફક્ત યશવંતરાવ હોલ્કર, ભરતપુરનો જાટ રાજા અને પંજાબનો રણજીત-સિંહ એ ત્રણ જણુ જ માત્ર, હાલમાં જેમ નેપાળ છે તેમ, તે વખતે હિન્દુસ્તાનની વચમાં સ્વતંત્ર હતા.

૨ પણ એમના મરણ પછી લોભ અને કૂટફાટથી અંગ્રેજ સરકારે એ રાજ્યોને પણ ખંડણી આપતાં કર્યાં ને થોડા વખતમાં પંજાબ, સિંધ અને ભોંસલેનાં રાજ્યો અને પાછળથી દિલ્હી અને લખનૌનાં રાજ્યો પણ ખાલસા કરી લીધાં. ઝાંસીનું રાજ્ય ખાલસા કરી અંગ્રેજ સરકારે અદલાબદલીમાં સિંધીયાને આપ્યું.

૩ આ ક્ષત્રિયોનાં અથવા રજપુતોનાં રાજ્યોમાંથી કાશ્મીર, કોટા, ઝાલરાપટ્ટન અને અલવર, સવાસો વર્ષની અંદરનાં છે. બુંદીના રાજ્ય-માંથી કોટાનું રાજ્ય ને કોટામાંથી ઝાલરા-પટ્ટનનું રાજ્ય નીકળ્યું. અલવર એ જેપુરના રાજ્યમાંથી થયું.

૪ કાશ્મીર અને પતીયાલા રણજીતસિંહે જીત્યાં હતાં ને પંજાબ અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે પોતાના વચન પ્રમાણે તેમણે તે ગુલાબસિંહને અને પતીયાલાવાળાને આપ્યાં. મુસલમાની રાજ્યમાં ટોંકનું અને જાવરાનું રાજ્ય હોલ્કરના રાજ્યમાંથી તોડીને અંગ્રેજોએ પોતાના વચન પ્રમાણે અનુક્રમે મીરખાં અને ગફૂરખાંને આપ્યાં.

૫ આ દેશમાં આદિથી વેદ ધર્મ ચાલતો હતો. તે શુદ્ધ કર્મ માર્ગ અને યોગ અથવા જ્ઞાન માર્ગનો હતો. એટલે હોમ, જપ, તપ. અને રાજયોગ એ માત્ર ધર્મમાં ગણાતા હતા. પછી એ બન્ને માર્ગોમાં, મિશ્ર માર્ગ હાલમાં કહેવાતો ઉપાસનાનો એટલે પૂજા વગેરે કરવાનો માર્ગ મળ્યો.

૬ વૈદિક માર્ગની સામે પેહેલાં ચાર્વાક થયો. કેમકે જ્યારે આદમી અણસમજથી યોગ્ય બંધથી છુટવાનો ઇરાદો કરે ને છુટો થાય ત્યારે આરંભમાં તો તેની વર્તણુક ઘણી જ બેબંધ અને સ્વચ્છંદી હોય છે. ચાર્વાક ફક્ત બે પુરૂષાર્થને માને છેઃ અર્થને અને કામને.

તેઓ જીવનું પરલોક ગમન માનતા નથી ને શરીરની જોડે આત્માનો પણ નાશ ગણે છે.

૭ પોતાના અને પોતાનાંના ઇહલૌકિક હિત અને અહિતને જ તેઓ માને છે; પુણ્ય પાપ માનતા નથી. પણ એવો પશુને યોગ્ય અને સૃષ્ટિક્રમ વિરુદ્ધનો પંથ કંઈ ઘણા દિવસ ચાલે નહિ. તેમ તે પણ ચાલ્યો નહિ; અને તેમાંથી ચાર પ્રકારના બૌદ્ધ ઉત્પન્ન થયા. બૌદ્ધ એટલે કેવલ બુદ્ધિ અનુસાર ચાલનારા.

૮ તેઓ પણ જીવને વિકારી તથા ભૌતિક ગણી નાશવાન માનતા; પણ આત્માને દેહથી જુદો ગણી એક દેહની સાથે તેનો નાશ નહિ. પણ પુષ્કળ કાળે તેનો નાશ થાય છે એમ માનતા. કેટલાક બૌદ્ધ તો કેવળ શૂન્ય જ માનતા. ને બૌદ્ધો પણ પાછળથી ત્યાગીને એટલે સિદ્ધિ જેવા ઋષિઓને માનવા લાગ્યા. ત્યાર પછી તેમના જેવા વિચારના, પણ કેટલેક સૂક્ષ્મ ફેર વાળા જૈનો થયા. પણ તેમનો બન્નેનો પરાભવ થઈ છેવટે પાછો હિન્દુસ્તાનમાં પૂર્વ ધર્મ ચાલ્યો.

૯ પણ પાછળથી થોડે કાળે દેશમાં રાજકીય અંધાધુંધી ચાલ્યાથી ધર્મની વ્યવસ્થા આગળ જેવી બરાબર થઈ નહિ; તેમ વેદ વિરુદ્ધ ધર્મ

ચાલ્યાથી લોકોની લાગણીમાં અને વિચારમાં પણ થોડોક ફેર થયો. યજ્ઞ ઓછા થતા થયા, ક્ષત્રિયોના સંસ્કાર નામમાત્રના રહ્યા, ને વૈશ્યોના તો મૂળમાંથી જ ગયા.

૧૦ હાલમાં આ દેશમાં ઘણો ભાગ તો વેદ ધર્મને માનનારો છે. તોપણ વેદવિરોધી ધર્મનો નજીવો અને નિરૂપદ્રવી શેષ હજુ રહેલો છે. અને લગભગ હજાર વર્ષ થયાં અહીં આવેલા બીજા ધર્મના પરદેશી લોકોનો ધર્મ પણ દેશમાં કોઇ કોઇ ઠેકાણે છે.

૧૧ સૌથી પહેલાં પારસી લોકો મુસલમાનોની બીકથી નાસીને અહીં આવ્યા. તેમનો ધર્મ જરથોસ્તી છે. તેઓ નિત્ય અગ્નિ રાખી તેમાં હોમ કરે છે અને સુષ્ટ અને દુષ્ટ એવાં બે તત્ત્વોને માને છે. સૂર્ય, જલ આદિ તત્ત્વોને ઇશ્વરનાં મુખ્ય દર્શન, કૃતિ અને પ્રગટેલી શક્તિ ગણી માને છે અને પૂજે છે. તેઓનો ધર્મ વૈદિક ધર્મને કંઇક મળે છે ને એ વેદમાંથી નીકળેલો ગણાય છે. તેમનાં ઘણાં ધર્મપુસ્તકોનો મુસલમાનોએ નાશ કરવાથી હાલમાં તેમના ધર્મની સંપૂર્ણ માહિતી તેઓને પણ નથી.

---

## પાઠ ૭ મો

---

૧ આઠસો વર્ષપર મુસલમાન લોકો હિમાલયના વાયવ્ય કોણથી ઉતર્યા ને રજપુતોની ફૂટને લીધે આ દેશ જીતવાને સમર્થ થયા. તેઓ એક ઇશ્વરને માને છે. મહમ્મદને ઇશ્વરનો પેગંબર ગણે છે; મક્કામાં કાબા છે તેને માને છે; જીવને અમર ગણે છે; પૂર્વ જન્મ અને પશ્ચાત જન્મને માનતા નથી; સ્વર્ગ નર્ક નિત્ય માને છે; અને પોતાના ધર્મની બહારના લોકોની દુર્ગતિ માને છે.

૨ ધર્મ વધારવાને માટે લડવામાં અને જબરદસ્તીથી પણ લોકોને પોતાના ધર્મમાં લાવવામાં મુસલમાનો પુણ્ય ગણે છે. તેઓ મૂર્તિપૂજાને માનતા નથી. ફિરિસ્તાઓને, જીનોને અને તેમની સાધનાને માને છે ને કબરોને પૂજે છે. તેઓ સુન્નતને પુનર્જન્મ માને છે અને સુવરને અપવિત્ર ગણવાનો આગ્રહ રાખે છે. તેઓ યહુદી અને ખ્રિસ્તી ધર્મના પેગંબરોને માને છે. ઘણા લોકોને એ મુસલમાન લોકોએ જબરદસ્તી અને લાલચથી વટલાવ્યા. તેમના વંશના લોકો આજ પણ તે જ ધર્મ માને છે.

૩ આશરે ચારસો વર્ષ પર યુરોપખંડના લોકો વહાણુમાં બેસી દરીયાઇ માર્ગે અહીં આવ્યા. તેઓમાં પોર્ટુગીઝ લોકો પેહેલા આવ્યા. તેઓએ કેટલાએક દરીયાકિનારાનાં ગામો જીતી લીધાં અને ત્યાંના લોકોને જબરદસ્તીથી અને લાલચથી ખ્રિસ્તી કર્યા.

૪ ખ્રિસ્તી લોકો ઇશ્વરને ત્રય્યાત્મક માને છે. પિતા, પુત્ર અને પવિત્ર આત્મા ઇશુખ્રિસ્તને ઇશ્વરનો પુત્રાંશ ગણે છે; અને મનુષ્ય દેહધારી તરીકે સર્વ પેગંબરોથી મ્હોટો અને કુમારી-પુત્ર ગણે છે. તેઓ યહુદી પેગંબરોને માને છે. તેઓ બૅપટિઝમને પુનર્જન્મ માને છે અને મહમ્મદને માનતા નથી.

૫ મનુષ્યોનાં પાપને માટે પોતાના શુદ્ધ નિષ્પાપ દેહનો પ્રાયશ્ચિત્તાત્મક બલિ આપી દુનીઆને ઉદ્ધારવાને માટે ઇશુએ જન્મ લીધો હતો. તેને ક્રૂસ પર ખીલાવતી જડી લઇને મારી નાંખવામાં આવ્યો હતો અને વળી પાછો તે પોતાના શિષ્યોને દર્શન આપવા કબર ફાડી તેમાંથી જીવતો નીકળ્યો હતો. પ્રત્યેક મનુષ્ય કેટલાએક કાળ પછી એમજ જીવતું થશે

અને ત્યાર પછી તેનો ઇન્સાફ થશે એમ તેના અનુયાયી ખ્રિસ્તીઓ માને છે.

૬ સ્વર્ગ નર્કની નિત્યતાને માટે, પરધર્મીઓની દુર્ગતિને માટે અને મૂર્તિપૂજાને માટે તેઓના વિચાર મુસલમાન જેવા છે, બીજાને પોતાના ધર્મમાં લાવવામાં તેઓ પણ પુણ્ય સમજે છે. એમનામાં પુષ્કળ પંથભેદ છે. પણ તેમાં મુખ્ય કેથોલિક અને પ્રોટેસ્ટંટ મતના જ માનનારા અહીં છે. પ્રોટેસ્ટંટ લોકો ઉપર કહેલુંજ માને છે. અંગ્રેજ લોકોનો ઘણો ભાગ પ્રોટેસ્ટંટ છે.

૭ કેથોલિકો વધારામાં એમ પણ માને છે કે પૃથ્વી પર ઇશુનો પ્રતિનિધિ પોપ છે. તેઓ ઉપવાસાદિક કરે છે; કેટલાક પદાર્થ ખાવાની હરકત ગણે છે; ફિરિસ્તાઓને માને છે અને કાર્યને માટે પૂજે છે. મંત્રના જપથી ઐહિક અને પારલૌકિક કાર્ય થાય છે એમ માને છે. ખ્રિસ્તીઓમાં હાલમાં ચાલતા માર્ગોમાં સૌથી જૂનો કેથોલિક છે. પોર્ટુગીઝ લોકો કેથોલીક હતા. તેમના વટાળેલા લોકોના વંશજો હજી પણ તે જ ધર્મ પાળે છે.

૮ મુસલમાની અને ખ્રિસ્તી ધર્મ જેને પોતાનું મૂળ ગણે છે, એવો યહુદી ધર્મ પાળનારા લોકો પણ આ દેશમાં છે. તેઓ એક ઇશ્વરને માને છે; અગ્નિમાં ઇશ્વરને આહુતિ આપે છે; મૂર્તિને માનતા નથી, પણ ફિરિસ્તાઓને માને છે અને કાર્યને માટે પૂજે છે; મંત્રના જપથી કાર્યસિદ્ધિને માને છે અને ખ્રિસ્તિઓના અને મુસલમાનોના પેગંબરોને ન માની દુનીયાનો ઉદ્ધાર કરનાર મસીયા હજુ આવનાર છે એમ માને છે.

૯ જીવના જન્મોને વિષે, સ્વર્ગ-નર્કની નિત્યતાને વિષે, પરધર્મીઓની દુર્ગતિ વિષે, સુન્નત વિષે, અને સુવરની અપવિત્રતા વિષે એમના વિચાર મુસલમાનો જેવા છે. ઇશ્વરે આદમીને પેદા કર્યો હતો, પણ સેતાને લલચાવી માણસ પાસે ઇશ્વરની આજ્ઞા તોડાવી ત્યારથી પાપ અને મૃત્યુ આ દુનીયામાં આવ્યાં એમ તેઓ માને છે; અને સેતાનને એ લોકો અમર ગણે છે.

૧૦ પોર્ટુગીઝ લોકો પછી ડચ અથવા વલંદા, ફ્રેંચ, અથવા ફ્રાંસિસ, અને ઇંગ્લિશ અથવા અંગ્રેજ લોક આવ્યા. તેમાંથી અંગ્રેજ લોકોએ

એ બીજા પરદેશીઓને હરાવી આ દેશમાં પગ રોપ્યો. ધીમે ધીમે તેઓ પોતાનો અમલ વધારતા સાર્વભૌમ જેવા થયા. તેઓએ ધર્મની બાબતમાં જુલમ વાપર્યો નથી; પણ તેઓએ વિદ્યા શિખવવાની ઢબ એવી કાઢી કે જેથી બાળકોનાં મનમાંથી આરંભથી જ પોતાના ધર્મ ઉપરની આસ્થા ખસતી જાય.

૧૧ એ રીતે જોકે ઘણા હિન્દીઓ તો ખ્રિસ્તી થયા નથી, તોપણ કેટલાએક લોકો પોતાના ધર્મને નીચો ગણનારા તો થયા જ. ને કંઇકંઈ લોક તો સર્વ ધર્મને મિથ્યા ગણી નાસ્તિક બની ગયા. દુકાળના વખતમાં અન્ન આપીને અને કેટલાકોને જમીન ખેડવાની વગેરે લાલચો આપીને પાદરી લોકોએ ઘણાને વટલાવીને પોતાના ધર્મમાં લીધા છે; વળી બીજા લોકો દ્રવ્ય, રોજગાર અને મોટાઈની આશાથી પણ ખ્રિસ્તિ ધર્મમાં ગયા છે. પરંતુ તેઓ પાછળથી કાંઈ પ્રાપ્તિ નહિ થવાથી માથે હાથ દઇ બેઠા છે.

———

## પાઠ ૮ મો

---

૧ આ દેશના જે લોકોનો ધર્મ જબરદસ્તીથી વટાળવામાં આવ્યો છે તે લોકો તો સર્વવર્ણના છે. પણ જે લોકો ખુશીથી પરધર્મમાં ગયા છે તેમાં ઉચ્ચવર્ણના અને વિદ્વાન તથા મોભાવાળા લોકો ઘણા જૂજ છે. એ તો જલદીથી સમજી શકાશે કે કેટલાક અક્ષરશૂન્ય અને વ્યવહારમાં નીચ એવા લોકો મોટી આશા આપ્યાથી બીજા ધર્મમાં જાય.

૨ એમ જબરદસ્તીથી અને અજ્ઞાનથી પરધર્મમાં ગયેલા લોકોને પેઢીઓ થઇ ગઇ હોય તોપણ તેમની ખુશી હોય તો દીર્ઘ પ્રાયશ્ચિત્ત આપી પાછા આપણામાં લઇ શકાય. પણ એ વાતનો નિર્ણય હજી સર્વમાન્ય થયો નથી. કાશ્મીરના રાજાએ પંડિતોની સંમતિથી તેમ કરવાનો આરંભ કર્યો છે. એ પ્રમાણે શુદ્ધ થયેલા લોકો ત્રીજી વા સાતમી પેઢીએ પાછા પોતાના પૂર્વ રૂપમાં આવી શકે છે.

૩ વૈદિક ધર્મવાળા વેદને માને છે. તે ત્ર્યાત્મક છેઃ એટલે પદ્ય, ગદ્ય ગીત્યાત્મક; અથવા મંત્ર,

બ્રાહ્મણ અને અરણ્યાત્મક; અથવા કર્મ, ઉપાસના અને જ્ઞાનાત્મક છે. વર્ણાશ્રમને યોગ્ય કરવાનું ને ન કરવાનું જે વેદે કહેલું તે કર્મ; તે ઇશ્વર પ્રીત્યર્થ કર્યાથી ચિત્તને શુદ્ધ કરે, અને શુદ્ધ ચિત્તને એકાગ્ર કરે તે યોગ અથવા ઉપાસના; અને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે તે જ્ઞાન.

૪ દેવતા અથવા કર્મ સંબંધી ઉપયોગ કરવાના શબ્દ સમુદાય રૂપી સાધનો તે મંત્રો; મંત્રોનો કેવી રીતે ઉપયોગ કરી કર્મ સંપાદન કરવું એ શીખવે તે બ્રાહ્મણ; ને શાંત ચિત્તને કર્મ-કર્તાનું જે જ્ઞાન કરાવે તે અરણ્ય અથવા ઉપનિષદ્. અરણ્યમાં કામ્ય પ્રયોગો પણ હોય છે. વેદના ચાર વિભાગ છે: (૧) ઋગ્વેદ એટલે યજ્ઞના દેવતા સંબંધી મંત્રો. (૨) યજુર્વેદ એટલે યજ્ઞમાં જે કર્મ કરવું પડે છે તે સંબંધી મંત્રો. (૩) સામવેદ એટલે મંત્રોનું જ કંઈ વિશેષ સ્વરાનુસાર ઉચ્ચારણ; તે સંબંધી સ્તુતિ અને ગાયન. (૪) અથર્વવેદ એટલે શાંતિક, પૌષ્ટિક, મારણ, વશીકરણ આદિ પ્રયોગોના મંત્રો.

૫ સ્મૃતિમાં સૌથી પહેલી સ્મૃતિ મનુની મનાય છે. તેને માટે સંહિતાનો પણ આધાર છે. બીજા

સ્મૃતિકારો વસિષ્ટ, ગૌતમ, શંખલિખિત, યાજ્ઞવલ્કય, અને પરાશર છે. તેમાં કલિયુગમાં મુખ્ય બે જ છે. યાજ્ઞવલ્કય અને પરાશર. મનુ ચારે યુગનો સ્મૃતિકાર છે. જેમ વેદની ઇયત્તા છે, તેમ સ્મૃતિની નથી, તેથી જરા અડચણ પડે છે, પણ વ્યવહારને માટે એવી ઇયત્તા કરવી સારી છે એટલું જ નહિ પણ આવશ્યક છે.

૬ વૈદિક ધર્મવાળા એમ માને છે કે વર્ણ અને આશ્રમના શ્રુતિ–સ્મૃત્યુકત કર્મ અને આચાર આવશ્યક છે; એથી જ આ લોક અને પરલોક સંપાદન થાય છે. તેમ યોગથી કામાદિ દોષો ક્ષીણ થઇ શાન્તિ ઉત્પન્ન થાય છે; અને જ્ઞાનથી સર્વ સંદેહ મટી એકત્વ અને પૂર્ણત્વ પ્રાપ્ત થાય છે.

૭ વૈદિક ધર્મવાળા બીજાને પોતાના ધર્મમાં લેતા નથી. ઉલટા પાતકીને પોતાના ધર્મમાંથી દૂર કરે છે. માટે સ્હેજ માલુમ પડશે કે ધર્મની બાબતમાં તેઓ કોઇના ઉપર જુલમ કરે નહિ, તેમ ખરી યા ખોટી લાલચ પણ વાપરે નહિ. યાદ રાખવું કે વૈદિક માર્ગમાં પંથભેદ નથી.

૮ જ્યારે શ્રુતિ-સ્મૃત્યુક્ત ધર્મને કોઈ અડચણ કરે ત્યારે જ વૈદિકો શસ્ત્ર પકડે છે. પોતાના ધર્મની બહારના આદમીઓ પણ સ્વધર્મે ચાલે તો તત્તત્ ધર્મોક્ત સુગતિને પહોંચે. પણ જે પોતાનો ધર્મ છોડે તે બન્ને લોકથી ભ્રષ્ટ થાય છે. વળી કોઈએ કોઈના આચારની વચ્ચે પણ પડવું નહિ. બહુ થાય અને બીજાનો આચાર ત્રાસજનક હોય તો તે પ્રગટ રીતે થવા દેવો નહિ, પણ ગુપ્ત રીતે થાય તો હરકત નહિ, એમ તેઓ માને છે.

૯ પારસી લોકોનો ધર્મ આપણા લોકોના ધર્મને વધારે મળતો છે. તેઓ પણ પોતાના ધર્મમાં બીજાને દાખલ કરતા નથી એટલું જ નહિ. પણ થોડા વખત ઉપર તો મોબેદો અને પારસીઓ આપણા હાથનું જમતા પણ નહોતા. આમ પારસીઓ પણ હિન્દુઓની પેઠે ધર્મની બાબતમાં બીજા ઉપર જુલમ કરનારા નથી.

૧૦ મુસલમાનોએ તો તલવારથી જ ધર્મ ચલાવ્યો, અને ખ્રિસ્તીઓએ પણ કંઈ કંઈ ઠેકાણે

જબરાઈથી ચલાવ્યો. તેઓએ પોતાના દેશમાં ધર્મની તકરારમાં હજારો અને લાખો માણસોને જીવતાં બાળી દીધાં છે. અને તે એકદમ અને ગુસ્સામાં નહિ, પણ ઇન્સાફ કરીને, રોજ ને રોજ, ને થોડી થોડી સંખ્યામાં.

૧૧ અહીંના જે લોકો મુસલમાન થયા છે તેઓ તો ધર્મના બાબતમાં પરદેશી મુસલમાનો જેવા ખૂની નથી અને પરધર્મીઓની સાથે હળીમળીને ચાલી શકે છે. દરવેશી દર્શનના યોગથી કેટલાએકના મનમાંથી તો ધર્મ સંબધી દ્વેષ નીકળી જ ગયેલો હોય છે. હિન્દુઓના સ્થાનપર જેટલી જબરદસ્તી વગેરે વપરાઇ છે તેટલી પરદેશી મુસલમાનો તરફ્-થી જ. આ દેશમાંના મુસલમાનોનો લગભગ બે તૃતીયાંશ ભાગ તો આ દેશના વટાળેલા યા વટલેલા લોકોનો જ છે.



## પાઠ ૯ મો

૧ વૈદિક ધર્મ એ ત્રણ વર્ણને માટે છે; અને બુદ્ધિનું પ્રમાણ અને વ્યવહાર જોતાં તેમજ હોવું જોઇયે. એટલા માટે શુદ્રોને ઉપયોગી અને તેમની બુદ્ધિના વલણ અને પહોંચને અનુકૂળ થાય એવાં પુરાણો વેદને અનુસરી બનાવવામાં આવ્યાં.

૨ પુરાણો અઢાર છે ને ઉપપુરાણો પણ તેટલાં જ છે. પણ એ કવચિત જ પૂરાં મળી શકે છે. ઘણે ઠેકાણે તો પુરાણોમાં શ્લોકો બદલ્યા છે, નવા ઘાલ્યા છે ને કાઢી પણ નાખ્યા છે. સર્વમાન્ય એવી મ્હોટાં પુરાણોની નકલો મળવી કઠણ છે, મુખ્યત્વે સ્કંદપુરાણ અને પદ્મપુરાણની. એ જ પુરાણો સંખ્યામાં સૌથી મ્હોટાં છે. પુરાણો વ્યાસજીએ સ્ત્રી અને શૂદ્રોને માટે બનાવ્યાં છે. એમ તેમણે જ લખ્યું છે.

૩ એ પુરાણોના યોગથી ઉપાસનાના પંથો દેશમાં વધ્યા અને એ પંથોનો પ્રવેશ ધીમે ધીમે ઉપલા વર્ણોમાં પણ થયો. જેમ જેમ તે વણ-વાળાઓને પોતાનું વિહિત કર્મ કરવાની અડ-ચણ પડતી ગઈ અને પાછળથી આળસ

વધતી ગઇ, તેમ તેમ એ પંથોનું જોર પણ તેઓમાં વધીને તેમનામાં વધારે ભાગ પડતા ગયા. હમણાંના વખતમાં ધર્મ આચરવાની બાબતમાં અડચણ તો કહેવા સરખી રહી નથી; અને આળસ પડતી દશામાં આણનારી છે, એવું જ્ઞાન લોકોને થયું છે. તેમ હવે આળસ મુકયા વિના પણ ચાલે એમ નથી.

૪ પહેલાં ત્રિવર્ણોમાં વર્ણનો જ અને તદન્તર્ગત આશ્રમનો જ વિભાગ હતો. પછી પંથવિભાગ પણ થયો. જેમ શૈવ, વૈષ્ણવ, શાકત વગેરે. પહેલાં ઉપનયન એટલે જનોઇનો જ સંસ્કાર હતો, ને પછી ગુરુદીક્ષા એવો બીજો પણ ઉત્પન્ન થયો. એવી રીતના વિભાગો વેદાનુસાર નથી. અને જ્યાં જોરમાં છે, ત્યાં વૈદિક ધર્મને હાનિ પહોંચાડે છે.

૫ એથી જ વૈદિક, તાંત્રિક અને શાક્ત એવા ત્રણ જુદા જ વર્ણ થયા છે. એથી કરીને જ વૈદિક, શૈવ, વૈષ્ણવ, શાક્ત ઇત્યાદિ નામો કેટલાક પંથોને અપાયલાં છે ને દેશમાં જુદી જુદી ઉપાસના કરનારાઓમાં પોત-પોતામાં દ્વેષભાવ ચાલે છે.

૬ એવું થયાથી ઉપાસનાવાળામાં પોતાની ઉપાસના ફેલાવવા અને બીજાની ઉપાસનાનું ખંડન કરવા સારૂ આચાર્ય બન્યા. જેમ ધર્મના વેરથી યૂરોપખંડમાં ખ્રિસ્તીઓ ખ્રિસ્તીઓને સંખ્યાબંધ બાળતા થયા, તેમ તેવી સ્થિતિમાં આવી અહીંના લોકો એકએકને ધિક્કારતા થયા અને બને તો એકએકનો સ્પર્શ અને દર્શન પણ ન કરતા થયા. તેમ પ્રસંગ આવે મારામારી કરી લઢાઇ પણ કરતા.

૭ એ પંથોમાં સ્હેજ સ્હેજ વાતને માટે એક એક ઉપાસનાવાળાઓમાં ઘણા ઘણા ભાગો થઈ તકરારો ચાલવા માંડી. શંકરદિગ્વિજયમાં ૧૦૮ માર્ગો તો ટુંકામાં કહ્યા છે. એ બધા પંથોમાં દક્ષિણમાર્ગ અને વામમાર્ગ એવા બે મ્હોટા ભેદો હતા. તેઓ તો એકએકના કટ્ટા શત્રુ હતા.

૮ જે વખતે બૌદ્ધ અને તેની પછી જૈન આ યુગમાં અહીં પ્રસાર પામ્યા તે સંધિમાં જ નીલક્રમ અને ચીનક્રમ નામે ઓળખાતાં તંત્રો પણ નીલ એટલે મિસર અને ચીન તરફથી આવ્યા, તેમ કેટલાએક માહેશ્વર મતો અને

શાંડિલ્ય સૂત્રાદિક વૈષ્ણવ તંત્રો આ દેશમાં પણ ઉત્પન્ન થયાં. એ કારણથી વૈદિક ધર્મ પાળનારાઓમાં ઉપર પ્રમાણે પંથ ચાલવા લાગ્યા.

૯ બધા પુરાતન ધર્મોમાં કોઇ ને કોઇ પણ નિમિત્તથી અગ્નિનું સેવન અને તેમાં બલિદાન અવશ્ય છે. આપણામાં, પારસીઓમાં, અને યહુદીઓમાં હાલમાં પણ, અને બીજા સર્વ એશીયા, આફ્રિકા, અમેરિકા અને યુરોપના બે હજાર વર્ષ ઉપરના ધર્મો જોતાં એ સ્પષ્ટ માલુમ પડશે. પાછળના ધર્મોમાં ક્વચિત્ જપનું અને પ્રયશઃસ્તોત્રાદિકોનું પ્રાધાન્ય થયું.

૧૦ જપ વધારે સંખ્યામાં કરવાને જે ચિત્તની સ્થિતિ જોઇયે તે સામાન્ય ગૃહસ્થને બલ્કે મનુષ્યને પ્રાપ્ત થવી ઘણી કઠણ છે, માટે તે સામાન્ય ગૃહસ્થને ધર્મ થઈ શકતો નથી. તેમ બીજા સામાન્ય ધર્મની જોડે નભવાને તેને કાંઇ હરકત પડતી નથી. સ્તોત્ર પણ કેવળ માનસિક કર્મ છે ને જપ કરતાં ઉતરતું છે.

૧૧ કર્મમાર્ગ વિહિત કાળને અડચણ ન પડે તેવી રીતે બીજા વખતની યોજના કરાવે છે,

તેમ વિહિત કાળ પર વિહિત કર્મ કરાવી સ્વચ્છંદ અને આળસ અટકાવે છે ને પ્રાયશ્ચિત્તની નીતિને વધારે છે. અધિકાર વિના કેવળ માનસિક ધર્મ નામ માત્ર ભક્તિ અથવા ભાવને ઉત્પન્ન કરે છે ને બાંધેલા આચરણ, અને કર્મને હાનિ પહોંચાડે છે. હાલમાંની દેશી રજવાડી રીત તે કેવળ ભક્તિ અને અંગ્રેજી રીતે બાંધેલો કાયદો તે કર્મમાર્ગ.



## પાઠ ૧૦મો

૧ એ પણ યાદ રાખવું કે બૌદ્ધના મૂલ સ્વરૂપ ચાર્વાકે તો ઇશ્વર તરફથી મળેલી વિધિ અને સ્વર્ગ નર્કનું ભય અને વૈરાગ્ય દૂર કર્યાં હતાં પણ તેમ દુનીયા ઘણીવાર સુધી ચાલે નહિ માટે જ તેમના પાશ્ચાત્યોએ શાકયસિંહની વાણી અવિસંવાદ ગણી, સ્વર્ગ નર્ક ગણ્યાં અને વૈરાગ્યને તો મુખ્ય જ કરવા ગયા.

૨ મૂળ પ્રેરિત વાણીનો તિરસ્કાર કરી તેના બદલામાં બીજી માનુષી વાણીને અનાદિ ગણવી પડી ને પૂર્વ વાણીમાંજ જે છે ને હોય તેનાથી વિખુટા પડયા ને વધારામાં, (બુદ્ધિના સાક્ષીને, બુદ્ધિગતિ કુંઠિત કરનાર નિદ્રાના સાક્ષીને, જે બુદ્ધિમાં જ લાવવા જાય તેની તો બુદ્ધિ મત્તા જ માટે) કેટલાકોએ તો તેને શૂન્ય કહ્યો અને કેટલાકોએ તેને પરિણામી અથવા ભૌતિક અર્થાત્ નાશવાન જોયો.

૩ ચાર્વાકના અનુયાયીઓની કેવળ ઐહિક બુદ્ધિને લીધે તેઓએ ગુમાવેલી કેટલીએક આ દુનીયા સંબંધી બાબતો તો બૌદ્ધોએ પાછી મેળવી, પણ

તેમના પણ હાથમાંથી ગઇ તે ગઇ. તેમના પછી જૈન થયા, તેઓ કાંઇ બૌદ્ધો કરતાં આગળ વધ્યા એમ નથી, તેમનો મુખ્ય આગ્રહ પશુને ન મારવા પર એટલે કહેવાની અહિંસા પર હતો.

૪ બૌદ્ધ તો હવે હિંદુસ્તાનમાં, સિંહલદ્વીપ સિવાય બીજે ઠેકાણે નથી, ને જૈનીયો જે છે તે ધર્મને હરકત કરનાર નથી. બલકે આય ધર્મ પૂર્વ પ્રમાણે ચાલે તો તેમાં મળી જાય એવા છે. ખુલ્લી રીતે ચાર્વાકનું મત પાળનાર આ દેશમાં કોઈ નથી. જૈનોમાં પણ કેટલાંએક ટાણાં પર બ્રાહ્મણની ગરજ પડે છે. કેટલાએક જૈનીયો જીવ મરવાની બીકે છ છ મહિને અથવા વર્ષ વર્ષ દહાડે એક વાર ન્હાય છે.

૫ કેટલાએક ભેખવાળા લોકો તો જૈનોના પારશનાથને મછંદરનાથનો દીકરો ને ગોરખનાથનો શિષ્ય ગણે છે. નાથ અને જૈનો બંને આદિનાથને માને છે. એ વાત વિચાર કરવા સરખી છે. પણ પુરાણોમાં પૂર્વયુગમાં જૈનની બીજી રીતની ઉત્પત્તિ કહેલી છે

૬ મુસલમાન લોકોના પેગંબર પ્રસિદ્ધ થયાંને લગભગ ૧૩૦૦ વર્ષ થયાં. ખ્રિસ્તી લોકોના પેગંબરને લગભગ ૧૯૦૦ વર્ષ થયાં. યહુદી પેગંબર મુસાને સુમારે ૩૫૦૦ વર્ષ થયાં. પારસી લોકોના જરથુસ્તને ૨૫૦૦ વરસ ઉપર થઇ ગયાં છે. બુદ્ધને પણ એટલાં જ વર્ષ થયાં હશે. કલિયુગના સ્મૃતિકાર પરાશરને તેમજ ધર્માચાર્ય વેદવ્યાસ બાદરાયણને ૫૦૦ વર્ષ થયાં છે.

૭ જે વખતે જૈન અને તાંત્રિક મતો આ દેશના પુષ્કળ ભાગમાં ફેલાયા ત્યારે ધર્મનું સ્થાપન કરવાને શંકરાચાર્યનો અવતાર થયો. તેઓએ બધા જુદા જુદા મતોનું ખંડન કરી કર્મ, ઉપાસના ને જ્ઞાનનો માર્ગ ચલાવ્યો. તેઓએ સર્વ આચાર્યોનું ખંડન કર્યું, માટે પોતે પણ આચાર્ય કહેવાયા.

૮ ખરૂં જોતાં વેદપ્રતિપાદિત કર્મકાંડ ને યોગકાંડ તેઓએ ફરીથી સ્થાપન કર્યા ને વેદ વિરુદ્ધ જે જુદાઇ પેઠી હતી તે દૂર કરી. ઇશ્વરતત્ત્વનું સર્વ દેવોમાં એકત્વ સિદ્ધ કરી ઉપાસનાનો ભેદ તોડી નાંખ્યો. જેમ વેદમાં શાખાઓ છે ને તે શાખાઓના અનુયાયીઓ

તે તે પ્રમાણે પોતાનું કામ કરે છે તેથ વિરોધ ઉત્પન્ન થતો નથી ને વર્ણ વિના બીજો ભેદ

૯ પડતો નથી, તેમજ એક જ ઈશ્વરની રુચિ પ્રમાણે જુદા જુદા આકારથી ઉપાસના થાય છે. એ સિદ્ધાંતથી પણ વિરોધ ઉત્પન્ન થઈ વર્ણ વિના બીજો ભેદ પડતો નથી. કંઇ પણ પ્રત્યક્ષ, વાચિક, શાબ્દિક, માસિક, અથવા મનોમય આકાર વિના કોઈ પ્રકારનું ભાન થઈને ધ્યાન પણ થતું નથી. માટે નિરાકારને પણ સાકાર કલ્પ્યો છે; જેમ આકાશનો અંત જાણ્યા વિના ખગોળ કલ્પાય છે.

૧૦ શંકરાચાર્ય કોઇ પણ માર્ગના એટલે જુદી કોઈ પણ ઉપાસનાના આચાર્ય નથી. જો આચાર્યનો જે અર્થ હમણાં થાય છે તે પ્રમાણેના તેમને આચાર્ય કહેવા જ હોય તો અદ્વૈત માર્ગના તેઓ આચાર્ય છે. તેમના ઉપદેશનો અર્થ એ હતો કે જે વેદ જાણે ને શીખવે તે આચાર્ય.

૧૧ શંકરાચાર્ય આરંભમાં ગણપતિનું સ્મરણ કરતા પણ ગાણપત્ય નહોતા. સૂર્યનું તત્ત્વ જાણતા પણ સૌર નહોતા. વિષ્ણુનું સ્તવન કરતા પણ

વૈષ્ણવ નહોતા. શક્તિને સર્વકર્ત્રી ગણતા પણ શાક્ત નહોતા ને શિવનો અવતાર હતા પણ શૈવ નહોતા. પૂર્વાશ્રમમાં કર્મઠ બ્રાહ્મણ હતા ને ઉતરાશ્રમમાં ત્યાગી બ્રાહ્મણ હતા. ટૂંકામાં તેઓ વેદવેદાંતી હતા.



## પાઠ ૧૧ મો

૧ શંકરાચાર્ય ગયા પછી જે વિષવૃક્ષો પહેલાં નષ્ટ થયાં હતાં તેનો શેષ કહીં કહીં હતો. તે પાછો બહાર નીકળવા માંડ્યો ને પરિણામમાં પાછા જુદી જુદી ઉપાસનાના આચાર્યો ને જુદા જુદા ભેખો થયા. પણ ફેર એટલો હતો કે તે થોડા થયા ને છેક વેદવિરોધી થયા નહિ. એ આચાર્યો ગૃહસ્થ હતા ને ભેખોમાં દુનીયા છોડેલા આદમીયો હતા.

૨ ભેખોમાં ગુસાઇ એ શંકરાચાર્યને માને છે; પણ આચાર્યની ગાદીવાળા તેમને સંન્યાસી ગણુતા નથી. તેઓ અવધૂત કહેવાય છે ને પહેલાંના કાપાલિક મતનો ભાગ છે. નાથ એ પૂર્વના જોગીઓ અને કાપાલિકનો ભેળ છે. જંગમ એ વેદ પ્રમાણે ન ચાલનારા શૈવો છે. એમાં જ એક ઘંટાકર્ણ નામનો ભેદ છે, જેઓ કાને ઘંટા બાંધે છે.

૩ ઉદાસી, નિર્મળા અને નાનકશાહી એ નાનકની વાણી માનનારા છે. નાનકના વંશના ક્ષત્રિયો છે ને તેઓ ગૃહસ્થ છે; તેમને એ ભેખવાળા

માને છે–સીગાપંથ ગુંસાઇંચોમાંથી નીકળ્યો છે. વૈરાગીચો વૈષ્ણવ છે ને વૈષ્ણવોના ચાર આચાર્યોને માને છે. કબીરપંથ, દાદુપંથ, સત્તરામ, રામસ્નેહી, વગેરે વેરાગીચોમાંથી નિકળેલા છે. કબીર અને દાદુ આત્મજ્ઞાની હતા. દક્ષિણમાં બ્રાહ્મણોમાં ત્રણ સંપ્રદાચો નિકળ્યા. નાથસંપ્રદાય, ભક્ત સપ્રદાય ને રામદાસી સંપ્રદાય. ભેખ અને સંપ્રદાય વધ્યાથી આળસ, યાચના અને અનાચાર વધે છે.

૪ આ દેશમાં સ્માર્તમાર્ગ પ્રમાણે ઉપાસના કરનારાઓનો કોઇ આચાર્ય નથી. જે જેને ઉપદેશ કરે તે તેનો આચાર્ય એમ છે. પણ વિશેષ સંપ્રદાય પ્રમાણે ઉપાસના કરનારાઓના આચાર્યો જુદા જુદા છે. સ્માર્ત વિના બીજા સંપ્રદાચોના શૈવો વૈદિક ગણાતા નથી.

૫ શૈવ ઉપાસનાનો કોઇ આચાર્ય નથી. લિંગાયત નામના શૈવો વેદબાહ્ય છે. તેમના ગુરુઓ જંગમ

વૈષ્ણવોના આચાર્યો રામાનુજ, મધ્વ, નિંબાર્ક અને વલ્લભ છે. સો વર્ષની અંદર સ્વામીનારાયણ પાંચમા આચાર્ય થયા છે, એમાં પહેલા ત્રણના શિષ્ચોમાં બ્રાહ્મણ ઘણા છે; સ્વામીનારાયણના

પંથમાં ગુજરાતના કેટલાએક બ્રાહ્મણો છે. વલ્લભાચાર્યના શિષ્યોમાં બ્રાહ્મણો ઘણા થોડા છે.

૬ રામાનુજ અને વલ્લભના પંથમાં રજપૂતસ્તાનના અને દક્ષિણના કંઇ ક્ષત્રી રાજાઓ છે. અને વાણીયાઓનો ઘણો ભાગ એમના જ શિષ્યો છે. રામાનુજોને પોતાની બહારના બ્રાહ્મણો જોડે ખાવાપીવા વગેરેનો વ્યવહાર નથી. એ આચાર્ય દ્રાવિડ બ્રાહ્મણ છે. મધ્વ અને નિંબાર્ક મતના બ્રાહ્મણો જોડે દક્ષિણમાં બીજા બ્રાહ્મણોનો વ્યવહાર છે. એ આચાર્યો કાનડી અથવા કર્ણાટકી છે.

૭ રામાનુજમાં વેડકેલ્લ અને તેનકેલ એવા બે ભાગ છે. તે તેમના તિલક ઉપરથી ઓળખાય છે. એકનું તિલક ભવાંની ઉપરથી અને બીજાનું ભવાંની નીચેથી. પહેલા ભાગવાળા વૈદિક કર્મને વધારે માને છે અને બીજા ભકિત માર્ગને વધારે માને છે. તેઓ એકએકનો એવો દ્વેષ કરે છે કે તિલકને માટે વખતે રામચંદ્રની મૂર્તિઓને ખંડિત કરે છે.

૮ વલ્લભાચાર્યવાળા તૈલંગ બ્રાહ્મણ છે. તેઓ પોતાની ન્યાતીથી અળગા છે. એ સંપ્રદાય

માત્ર સ્માર્ત વિરુદ્ધ આચારને દાખલ કરતો નથી. વિષ્ણુની ઉપાસનાનું માહાત્મ્ય માત્ર પ્રતિપાદન કરે છે. બીજા સંપ્રદાયી વૈષ્ણવો પ્રમાણે તેઓ તપ્તમુદ્રા ધારણ કરતા નથી, ભસ્મનો દ્વેષ કરતા નથી, શૈવની નિંદા કરતા નથી અને યજ્ઞમાં પ્રત્યક્ષપશુ કરે છે.

૯ ઉપર કહી ગયા કે ક્ષત્રિયોના સંસ્કાર નામના માત્ર રહ્યા અને વૈશ્યના તો મૂળમાં ગયા. તો હવે એ બન્ને વર્ણવાળાને યોગ્ય છે કે પોતાના સંસ્કારો પૂરી રીતે પ્રાપ્ત કરી તદનુસાર આચરણ કરે. એમ કરવામાં કહેવાતા કોઈ આચાર્યને પણ હરકત નથી. યથોક્ત સંસ્કાર વિનાનો પુરુષ શિવને વા વિષ્ણુને પ્રિય નથી, એ તો સર્વ પુરાણો પણ મ્હોડેથી કહે છે. આશ્રમોમાં પણ એક અપૂર્ણ એવો ગૃહસ્થાશ્રમ જ રહ્યો છે.

૧૦ તેની પૂર્વનો બ્રહ્મચર્યાશ્રમ ન પાળ્યાથી લોકોને ઘણું જ નુકશાન થયું છે. બળ ને વિદ્યા ગયાં અને કજોડાં ને વૈધવ્ય આવ્યાં, ધર્મને હાનિ પહોંચતી ગઇ ને વિચિત્ર રીતભાતો આપણામાં દાખલ થઇ. બ્રહ્મચર્ય એ યથોક્ત આચાર સાથે પોતાને ઉપયોગી પડનારી વિદ્યા

ભણુવાનો વખત છે. બ્રહ્મચર્યમાં શીખી તૈયાર થયેલો આદમી ગ્રહસ્થાશ્રમમાં પોતાનું બધું કામ સારી રીતે બજાવી શકે છે.

૧૧ જ્યાં સુધી આ દેશમાં વર્ણની અને આશ્રમની વ્યવસ્થા સારી થશે નહિ ત્યાં સુધી એને ઊંચી દશામાં આવવાની જરા પણ આશા નથી. એમના જ યોગથી દેશમાં વિદ્યા અને બળ વધશે અને સંસારમાં હાલમાં નજરે પડતાં દુઃખો કમી થશે, તેમ ઉત્તરાશ્રમમાં કહેલો પદાર્થ પ્રાપ્ત કરવાને યોગ્યતા આવશે. સંસ્કાર વિના ક્ષત્રિયો અને વૈશ્યો શૂદ્ર જેવા થયા ને બ્રહ્મચર્ય વિના બ્રાહ્મણાદિકો નિસ્તેજ અને અલ્પાયુષી થયા. વર્ણાશ્રમ પ્રમાણે ન ચાલે તેની ગતિ આર્યોના કોઈ પણ સર્વસંમત ધર્મપુસ્તકમાં સારી કહી નથી.

रामचंद्रगुरुं नत्वा भृगुंकच्छस्य भू॒ णं
पितरौ च महात्मानौ जानकीत्र्यंबकौ मुदा ॥ १ ॥
रुद्रमालात्मको ग्रन्थो महादेवेन निर्मितः ।
ज्ञानमार्गप्रबोधाढ्यो भूयात्सोमेशतुष्टये ॥ २ ॥

शिवमस्तु

સમાપ્ત